# રાજલક્ષ્મી.

અનુવાદક અને પ્રકાશક


## જીવનલાલ નાથાલાલ વકીલ.

તંત્રી "જ્ઞાતિબન્ધુ" માસિક પત્ર.

માંડવીની પોળ, સુતરીઆની પોળ—અમદાવાદ.





આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦ } કિંમત રૂ. ૨-૦-૦. } સંવત ૧૯[illegible].

અમદાવાદ ઘીકાંટા, પાનાભાઈની વાડી સામે શ્રી જ્ઞાતિબન્ધુ પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં જે. એન. વકીલે છાપ્યું.

# પ્રસ્તાવના.

---o---

નવલકથાના વર્તમાનયુગમાં બાબુ બંકીમચન્દ્ર ચટ્ટોપાધ્યાય સી. આઇ. ઇ. નું નામ, કથાનકોના રસજ્ઞવાચકોથી ભાગ્યે જ અજાણ્યું હશે. અતિ મનોહર, બોધક, આનન્દપ્રદ અને ઉત્તમશૈલીમાં લખાયલી પોતાની નવલકથાઓએ તેઓનું યશસ્વી નામ સાહિત્યક્ષેત્રમાં અમર કરેલું છે, એટલું જ નહિ, પણ 'वंदे मातरम्' ના ચરણથી શરૂ થતું રાષ્ટ્રગીત દેશકંઠસ્થ હોઇ એ ગીતે તેઓની ખ્યાતિ કેવળ બંગાળામાં જ નહિ, પણ સમસ્ત દેશમાં પ્રસરાવેલી છે; એટલે હવે તેઓનું ઓળખાણ કરાવવું એ સુવર્ણ ઉપર ઢોળ ચડાવવા સરખું કહી શકાય.

તે પ્રતિભાશાળી સમર્થ લેખકની એક નવલકથા ઉપરથી આ પુસ્તકનો અનુવાદ કરવામાં આવ્યો છે. પરભાષાના મારા અભ્યાસ દરમિયાન પ્રસ્તુત પુસ્તક વાચવાની મારા મિત્રે મને ભલામણ કરેલી અને તે વાચ્યા પછી મને એમ ચોક્કસ લાગ્યું, કે આપણા ગૂર્જર સાહિત્યમાં આવા સુન્દર પુસ્તકનો અનુવાદ જરૂર યોગ્ય સ્થાન લેશે. એ હેતુથી તેનો અનુવાદ કરી, હાલની અસહ્ય મોંઘવારીવાળા સંજોગોમાં, ગૂજરાતી આલમ આગળ રજુ કરવાનું મેં ઉચિત ધાર્યું છે—એટલી આસ્થા સાથેજ, કે કદરદાનોદ્વારા તેની યોગ્ય કદર અંકાયા સિવાય નહિ રહે.

પ્રસ્તુત કથાનકમાં મૂળ લેખકે સમાવેલી ભાવના અને બીજો ગુણજ્ઞ વાચકવૃંદ વાસ્તે અહીં તારવી આપતાં, નમ્ર મત પ્રમાણે વાચકોની વિચારશીલ શક્તિને અન્યાય આપવા જેવો ઘાટ બને; તેથી કથામાંના વસ્તુ સંબંધી વિશેષ ઉલ્લેખ નહિ કરતાં સંક્ષેપમાં એટલું જ જણાવીશ, કે આધુનિક યુગમાં ખાસ શિક્ષણ લેવા યોગ્ય ઘણી વિગતોનો આમાં સમાવેશ થએલો છે.

આટલું સંક્ષેપમાં જણાવ્યા પછી એક વાતનો ખુલાસો કરવાનો રહે છે અને તે એ, કે મને જ્યાં યોગ્ય લાગ્યું ત્યાં, સરળતાની ખાતર અને વર્તમાન સંજોગોને અનુકૂળ કથા બનાવવાની ખાતર અનુવાદ કરવામાં મેં રીતસર ફેરફાર કરવાની છૂટ લીધી છે. તેમ કરવા જતાં જો કોઇ સ્થળે રસક્ષતિ થઇ ગઇ હોય, તો તે માટે હું જ દોષપાત્ર છું—મૂળ લેખક નહિ; બાકી એટલું જ જણાવવાનું કે શબ્દ કરતાં શબ્દભાવ પ્રત્યે મેં ખાસ લક્ષ રાખ્યું છે.

**અનુવાદક.**

# અનુક્રમણિકા.

# નિવેદન.

આજ કાલ કરતાં છેલ્લાં પાંચ વર્ષ થયાં અમે જ્ઞાતિબન્ધુ માસિક પ્રકટ કરીએ છીએ. જ્યારે અમે માસિક પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરી, ત્યારે અમને ખાતરી હતી કે વિશાનાગર વણિક જેવી બહોળી વસતિ ધરાવનાર કોમમાંથી સારી સંખ્યામાં ગ્રાહકો મળશે અને જેમ જેમ ગ્રાહકોની સંખ્યામાં અભિવૃદ્ધિ થતી જશે તેમ તેમ અમે જ્ઞાતિબન્ધુને વધુ દળદાર બનાવી જ્ઞાતિની વધુ પ્રમાણમાં સેવા બજાવવાને ભાગ્યશાળી થઇશું; પરંતુ જેમ અન્ય કોમી પત્રકારોને કડવા અનુભવો થએલા આપણે જોઇએ છીએ કે સાંભળીએ છીએ, તેમ અમારે માટે પણ બન્યું. હાલની અસહ્ય મોંઘવારીવાળા સંજોગોમાં ભાગ્યે જ કોઇ એવું માસિક હશે—બલ્કે નથી જ—કે જેમાંથી તેના તંત્રીને કમાણી થતી હોય. અમે પણ જ્યારથી માસિક પ્રકટ કરવા માંડ્યું ત્યારથી તેમાંથી નફો મેળવવાની આશા તો રાખી જ ન હતી અને હજુ પણ એવી શુદ્ર આશા રાખતા પણ નથી. જે કાંઇ આશા હતી તે એટલી જ, કે માસિક દ્વારા જ્ઞાતિ સેવા બજાવવી અને માસિક નભે તેટલું ખર્ચ અમને મળે અને સરભર ખાતું થાય તો એટલાથી સંતોષ માનવો. યથાશક્તિ સેવા તો બજાવવાનો ચાલુ છે; પણ તેના પ્રમાણમાં ગ્રાહકો તરફથી અમને લવાજમ મળતું નથી—અથવા પુરતી સંખ્યામાં ગ્રાહકો નથી.

જણાવવું જોઇએ કે કેટલાક—બલ્કે ઘણા ખરા—કદરદાન ગ્રાહકો અમારી આ પરિસ્થિતિને સમજી શકે છે અને અમારી સ્વલ્પ સેવાની કદર કરવાને તેઓ તીવ્ર અપેક્ષા ધરાવે છે. સીધી રીતે નહિ, તો આડકતરી રીતે અમારે માટે એમ કહેવાતું અમારે કાને આવ્યું છે કે "જ્ઞાતિબન્ધુના નિઃસ્વાર્થી અને જ્ઞાતિના સમર્થ સેવક રા. જીવનલાલભાઈને તેમની સેવાના માર્ગમાં પ્રોત્સાહન મળતું રહે તે માટે કાંઈક નિમિત્તે મદદ આપવી."

આ વાત અમારે કાને આવી અને કેટલાક શુભેચ્છકોએ કોઇ સારૂં સ્વતંત્ર પુસ્તક પ્રકટ કરવાની અમને આગ્રહ પૂર્વક ભલામણ કરી. એ ભલામણને અવલંબી સ્વતંત્ર પુસ્તકને સ્થાને કોઈ સ્વતંત્ર અનુવાદ કરવાનું અમે સ્વીકાર્યું અને પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ અમારા એક મિત્રે અનુવાદ કરવા માટે પ્રસ્તુત પુસ્તક તરફ અમારૂં ધ્યાન ખેંચ્યું હતું. હવે તે ભલામણનો અમલ થએલો જાણી કદરદાન ગૃહસ્થોને સંતોષ થશે એવી અમને ઉમેદ છે અને આશા છે કે પુસ્તકની કદર કરવામાં અમને અદલ ઈન્સાફ—જવાબ—મળશે જ. આટલા નમ્ર નિવેદનનો ઉલ્લેખ આવશ્યક હોવાથી વિદિત કરીને અમે વિરમીશું.

**જીવનલાલ નાથાલાલ વકીલ.**



# અર્પણ પત્રિકા.

## અનંતશક્તિ, સચ્ચીદાનંદસ્વરૂપ, ભક્તવત્સલ શ્રી રણછોડરાય પ્રભુના પુનિત ચર્ણસરોજમાં.

આપે આ દિન કિંકર પ્રત્યે અપરિમિત દયાની દ્રષ્ટિ દર્શાવી સંવત ૧૯૭૨ ના શ્રાવણ માસની પુર્ણિમાથી જ્ઞાતિસેવા કરવાની અનાહર ભાવના આ કિંકરના અંતરમાં પ્રકટાવી, અવનતીના દુઃખદ અભ્રથી ઘેરાએલાં જ્ઞાતિ બાળકોને જાગૃતીનો દિવ્યનાદ કરવાની પ્રેરણા કરી. જ્ઞાતિ સેવાની ભાવના જો કે સ્વર્ગસમાન સુખનું પ્રદાન કરનાર છે, પરંતુ એ પંથ પર પ્રયાણ કરનારને અનેક વખતે વિકટ પ્રસંગોમાં થઇને પસાર થવું પડે છે, વખતો વખત ઉત્સાહભંગ, માનભંગ, થવાનું હૃદયવિદારક ભવિષ્ય વિલોકવું પડે છે. આવી વેળાએ મ્હારા જેવા મર્યાદિત શક્તિના મનુષ્યની મતી મુંઝાય એ સર્વથા સ્વાભાવીક છે; છતાં આપની કૃપારૂપી પ્રભાએ અંતઃકરણમાં દેવી બળ પ્રેરી નિરુત્સાહક અંધકારને ભેદી કર્તવ્ય ક્ષેત્રમાં અડગ ઉભો રાખ્યો છે.

જગતમાં ઘણી વાર એવું બને છે કે પરિક્ષક શક્તિના અભાવે મનુષ્ય પોતાની પાસે અમુલ્ય અને અલૌકિક પ્રકાશવાળો કૌસ્તુભ હોવા છતાં પણ તેને કાચનો કકડો ધારી દારિદ્રયાવસ્થામાં દિન ગાળે છે; એ ન્યાયે નેત્રપર વિશ્વમોહિની—માયાના આવરણને લીધે આપની દયા વિના આપનો પ્રભાવ. અને આપનું સત્યસ્વરૂપ ઓળખી, આપની ભક્તિમાં આસ્થા રાખવા પામર મનુષ્ય અનસીબ થાય છે; પરંતુ આ દિન સેવકના જીવનઉપવનને જ્ઞાતિ સેવા, લોક લાગણી ઇત્યાદી સુગંધીત સુમન વડે પ્રફુલ્લ અને ચિત્તાકર્ષક બનાવવા આપે બાળપણથી જ આપના અક્ષય આનંદદાયક દર્શન પ્રત્યે મ્હને અપૂર્વ આસ્થા સમર્પી, મહદ્ ભાગ્યશાળી બનાવ્યો. સંસાર સાગરમાં

હંકારાતી મ્હારી જીવન નૌકાના અનુભવી સુકાની હું આપને જ ગણુતો આવ્યો છું. અને મ્હારાથી યત્કીંચીત પણ સત્કાર્ય થઈ શકતું હોય, કે સેવા ધર્મ બજાવી શકાતો હોય તો તે માત્ર આપની અનુકંપાને લીધે જ થઈ શકે છે એમ હું હૃદયપૂર્વક માનું છું. જીવનયુદ્ધના અનેક કટોકટીના વખતોમાં સ્હાયક બની મ્હારા હૃદયમાં રહેલા જ્ઞાતિ–સેવાના વહેણુને આપ નિરંતર વેગ અર્પો છો. આપત્તી, ક્લેશ, ભય, મુસ્કેલી ઇત્યાદી પરિતાપકર પ્રસંગોમાં આપે હિંમતરૂપી હથીયાર બક્ષી, મ્હને ફરજ બજાવવાના માર્ગમાં દ્રઢતાથી ઉભો રહેવાલાયક બનાવ્યો છે. આપનાં અક્ષય સુખદાયક દર્શનનો સાચો લાભ કે જે જગતની વિવિધ પ્રકારની આધી, વ્યાધી, મોહ–મમતા ઇત્યાદીમાં રચી પચી રહેલા પામર પ્રાણીને ભાગ્યે જ પ્રાપ્ત થઇ શકે છે, તે અમુલ્ય લાભ આપ આ રંક અનુચરને પ્રતિ પુર્ણીમાએ આપો છો, જ્યાં સુધી સંતોષજનક જ્ઞાતિસેવા ન થાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની મ્હારી પ્રતિજ્ઞાને પુર્ણ કરાવી, આપે મ્હારા હર્ષમાં અમર્યાદિત પુર આણ્યું છે; ઇત્યાદી આપના મ્હારાપર અગણીત ઉપકારો છે; કે જેનું વર્ણન કરવાની આ દિન દાસમાં લેશ માત્ર પણ શક્તિ નથી. પ્રથમ આ પુસ્તક સાથે એકાદ જ્ઞાતિરત્નનું નામ જોડવાની મ્હારી ઇચ્છા હતી, કારણ કે જે નરપુંગવો જ્ઞાતિ પ્રત્યે સદા–સર્વદા પુજ્ય ભાવ પ્રદર્શીત કરી, તેના કલ્યાણુની યોજનાઓમાં જ જીંદગીની સફળતા પ્રમાણે છે તે મ્હને અત્યંત પ્રિય લાગે છે, પરંતુ મ્હારી નિશ્વાર્થ પ્રેમ ભાવના દુનિયાની દ્રષ્ટિમાં સ્વાર્થમય જણાય એમ લાગવાથી, માત્ર આપનું જ ભુવન શંકા, દોષ અને ભય રહિત પ્રતિત થયું; તેથી આ કૃતી, આપના દુર્લભ–ભવભયહારક કરૂણાશિલતાના કિંચીત સ્મર્ણાર્થે, આપના ચર્ણકમળમાં અત્યંત ઉલ્લાસપૂર્વક સમર્પું છું, તેનો કૃપા કરી સ્વીકાર કરશો.

જેઠ શુકલ એકાદશી,
અમદાવાદ.

લી.
આપના ચર્ણસેવનનો અનુરાગી અનુચર
**જીવણલાલ નાથાલાલ વકીલ.**



# થોડાક અભિપ્રાયો.

આ પુસ્તકનું ભાષાંતર થયા પછી જ્યારે પુસ્તક છપાઇ રહ્યું ત્યારે અમારા દશા અને વિશાનાગર બંધુઓમાં જેઓ સાહિત્ય પ્રત્યે પ્રેમ ધરાવે છે, તેમના સ્વતંત્ર અભિપ્રાય માટે થોડાંક પુસ્તકો મોકલવામાં આવ્યાં હતાં. તેમાંથી ત્રણ ગૃહસ્થોએ પોતાના સ્વતંત્ર અભિપ્રાય અમને મોકલી આપ્યા છે. તે અત્રે પ્રકટ કરવામાં આવ્યા છે.

રા. રા. ભાઇ જીવણલાલ નાથાલાલ તરફથી પ્રગટ થએલી રાજલક્ષ્મી નામની નવલકથા હું વાંચી ગયો છું. અસલ બંગાળી પ્રખ્યાત લેખકનું હોવાથી, પાત્ર તથા વસ્તુ ઉપર વિવેચન કરવાનું પ્રયોજન નથી. જીવણલાલ ભાઇએ અનુવાદ ગુજરાતીમાં કરેલો છે ને એ એમનો પ્રથમ પ્રયાસ છે એ જોતાં કામ સારૂં કરેલું છે. વાર્તામાં શૈલી સરલ છે તથા રસ અસલ ગ્રંથનો સાચવી રાખ્યો છે. દરેક ગૃહસ્થે ઉત્તેજન આવા નવા લેખકને આપી એમનો ઉત્સાહ વધારવો જોઇએ ને જો એમ થશે તો એ ભવિષ્યમાં આથી પણ વધારે સારા અનુવાદો કરી શકશે એમાં કંઇ પણ શક નથી.

તા. ૧૧-૩-૨૧.
ગામદેવી મુંબાઇ.

નાનાલાલ પરશુરામ.

———:૦:———

**મુરબ્બી ભાઇ જીવનલાલ,**

" આપે અભિપ્રાય માટે મોકલેલું પુસ્તક "રાજલક્ષ્મી" વાંચ્યું. બાબુ બંકીમ ચટ્ટોપાધ્યાયની કૃતિ એટલે વસ્તુસંકલના માટે તો કંઇ કહેવાનું શાનું જ હોય ? એઇ શ્રેણીના એ હિંદવિખ્યાત કર્તાથી આ સાહિત્યના જમાનામાં કોણ અજાણ્યું છે ? મૂળ પુસ્તક માટે તો એટલું જ કહેવું બસ થશે કે બાબુ બંકીમની અન્ય પ્રસીદ્ધ કૃતિઓની કક્ષામાં આવી શકે એવું આ લઘુ પુસ્તક છે. આમાં પણ " Intorest is sustained throughout " અને વિવિધ લાગણીઓનો પ્રવાહ અસ્ખલીત વહ્યો જાય છે. અનુવાદ પણ સરળ ભાષામાં થયો છે. મૂળ સાથે હું તેને સરખાવી શક્યો નથી, પણ આ અનુવાદ બહુધા સ્વતંત્ર લેખ જેવો આભાસ આપે છે. સામાન્ય અનુવાદોમાં જેમ ભાષાની લુટી અને પરિસ્થિતિની પ્રતિકુળતા વાંચનારને કંટક સમાન લાગે છે તેવું આમાં જણાતું નથી. આ અનુવાદ આદરપાત્ર હોઇ નવલકથાના શોખીનો તરફથી એની યોગ્ય કદર થશે એવી આશા અસ્થાને લાગતી નથી "

તા. ૪ થી માર્ચ ૧૯૨૧
**બરફીવાળા લૉજ,
અંધેરી.**

**ચુનીલાલ દામોદરદાસ બરફીવાળા.**

---

" **રાજલક્ષ્મી** " નામની નૉવેલ કથા અભીપ્રાય અર્થે ભાઇ જીવણલાલ નાથાલાલ તરફથી મળી છે. ચોપડી વાંચી બહુ જ આનંદ થયો છે. સુપ્રસિદ્ધ લેખક બાબુ બંકીમચંદ્રના બંગાળી પુસ્તકનો આ અનુવાદ કરવામાં આવ્યો છે, અને તેનો ઘણી જ સરળ શૈલી અને શુદ્ધ ગુજરાતી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો છે.

ભાઇ જીવણલાલ એક જુવાન, ઉમંગી ઉત્સાહી લેખક છે, અને જો કે આ તેમના સાહીત્યમાં પહેલો જ પ્રયાસ છે, તે છતાં આ પહેલા પ્રયાસને ફતેહમંદ કહેવામાં કંઇ પણ અયોગ્ય ગણાશે નહિ.

સાહીત્યસેવા બજાવવાને ઇશ્વર, ભાઇ જીવણલાલને વધુ બળ, વધારે ઉત્સાહ અને દીર્ઘાયુ આપો એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.

ભુલેશ્વર, મુંબાઇ.
તા. ૬—૩—૧૯૨૧

**આત્મારામ ગંગાદાસ મરચંટ.**

---

# રાજલક્ષ્મી.

## (૧)

### આપખુદસત્તા.

બંગાળામાં અગાઉ 'ભુષણ' નામનું નગર હતું. હવે તે "ભૂષણા" નામથી ઓળખાય છે. એવો પણ સમય હતો, કે હાલનું કલકત્તા શહેર એક ન્હાના ગામડાના રૂપમાં હતું. કલકત્તામાં રહેનાર ઝૂંપડાંવાસી વાઘ-વરૂના ભો થી રાતને પ્હોર ભાગ્યેજ બહાર નીકળતા. ભૂષણામાં એક ફોજદાર રહેતો હતો. તેનો રૂઆબ ને દમામ કંઇ ઓર જ હતાં.

આજથી સુમારે ૧૮૦ વર્ષની આ હકીકત છે. એક વેળા રાતના પાછલા પ્હોરે ભૂષણાનગરીની સાંકડીશેરીમાં રસ્તા વચ્ચે જ એક ફકીર સૂઈ ગયો હતો. આડા પડેલા ઉમરા પેઠે સુતેલા તે ફકીરથી શેરીનો સાંકડો રસ્તો રોકાઇ રહ્યો હતો, તે જ સ્થળે એક આદમી ત્યાં આવી ચડયો. આવનાર આદમી બહુ ઝડપથી આવતો હતો. પણ ફકીરને આમ બેઅદબથી સૂતેલો જોઇ તે ત્યાં થોભ્યો.

આવનાર આદમી હિન્દુ હતો અને જાતિમાં ઉત્તરપ્રદેશનો કાયસ્થ હતો. તેનું નામ રણજીત હતું. રણજીત બહુ ગભરાટમાં હતો. મકાનમાં તેની માતા મૃત્યુપથારીએ હતી. તેના જીવનનો અંત બહુ નજીક હતો. રણજીત તેથી જ રાતને પહોર વૈદ્યને તેડી લાવવા માટે બહાર નીકળ્યો હતો અને રસ્તામાં ફકીરને માર્ગ રોકી સૂતેલો જોઇ તે ત્યાં થોભ્યો.

તે વખતે મુસલમાન-ફકીરોને ઘણું માન હતું. ખુદ અકબર બાદશાહ પોતે પણ ઇસ્લામધર્મના ખાસ પક્ષપાતી નહિ છતાં મુસલમાન-ફકીર આગળ સેવકભાવ દાખવતા હતા. હિન્દુલોક ફકીરોનું માન સાચવતા હતા. જેઓ ફકીરોનું માન નહતા સાચવતા તેઓ તેમનાથી ડરતા રહેતા હતા. રણજીતે, સૂતેલા ફકીરની બેઅદબી જોઇને કહ્યું: "સલામ, શાહ સાહેબ, મને જરા રસ્તો આપશો."

શાહ સાહેબ ખસ્યા નહિ. શાહ સાહેબે કશો જવાબ સરખો ન દીધો.

રણજીતે ફરી નમ્રતાથી કહ્યું: "ખુદા આપનાપર નિગાહની નજરથી જોશે. મને રસ્તો આપો, હું આ વખતે બહુ મૂઝવણમાં છું."

શાહ સાહેબ ન ખસ્યા. ફરી રણજીતે કાલાવાલા કર્યા. આજીજી કરી. મહેરબાનીની રાહે રસ્તો મોકળો કરવા વિનવ્યું. ફકીર તલપૂર જગા પાછો ન હઠયો. ફકીર કંઇ બોલતો પણ ન હતો. રણજીત બહુ ખેદ પામ્યો અને આખરે લાચારીથી તે સૂતેલા ફકીરને ઓળંગીને આગળ ચાલ્યો, ફકીરને ઓળંગી જતાં રણજીતના પગની પહાની ફકીરના શરીરને લગીર અડકી. પરંતુ. ફકીરને મન પોતાની પૂરી ફજેતી થઇ હોય તેમ તેને લાગ્યું. જાણે રણજીતે ફકીરને ઠોકરેજ ચડાવ્યો હોય એમ તેણે કલ્પ્યું. રણજીતને બહુ જરૂરનું કામ હતું. તેથી અહીં તે વધારે વાર થોભ્યો નહિ. તે વૈદ્યને ત્યાં ગયો. ફકીર પણ ઉઠયો. તે કાજીને ત્યાં ગયો.

રણજીત વૈદ્યને મળીને તેને પોતાને ત્યાં તેડી ગયો. વૈદ્યે રણજીતની માની નાડી તપાસી. બરાબર ચિકિત્સા કરી. નાડી છેક જ મંદ પડેલી જણાઇ. મ્હોંની વાચા બંધ થએલી જોઇ, તેમની આશા છોડવાની વૈદ્યે રણજીતને વાત કરી. વૈદ્ય પાછો ગયો. થોડીવારમાં રણજીતની માના પ્રાણ કંઠે આવ્યા. રામના નામના સ્મરણ સાથે તેનો પ્રાણ ખોળિયામાંથી નીકળી ગયો. મા ગઇ.

આડોસીપાડોસી સાથે મળીને રણજીતે માતાની દહનક્રિયા કરી. ક્રિયા કર્મથી પરવાર્યા પછી રણજીત તેની બ્હેન **લીલા** અને આડોસીપાડોસી સાથે બેસી નમતે પહોર પોતાને ત્યાં બેઠો હતો. તે વખતે ઢાલ–તરવાર જેની કમર આગળ બંધાયલાં હતાં એવા બે સિપાહીઓએ આવીને રણજીતને પકડયો. એ સીપાહીઓ જાતના ભંગી હતા. રણજીત તેમના અડકવાથી બહુ દુ:ખી થયો. ભય અને આશ્ચર્ય સાથે રણજીતે તેમના સામું જોયું. એ સિપાહીઓની સાથે જ પેલા શાહ સાહેબ ઉભા હતા. રણજીતે પૂછયું: "કયાં જવાનું છે? મને કેમ પકડો છો? મેં શું કર્યું છે?"

શાહ સાહેબ બોલ્યા! "કાફર! કમબખ્ત! ચલ!"

સિપાહીઓએ પણ કહ્યું! "ચલ."

રણજીતને ધક્કાધાકુ કરીને અને બાંધીરૂંધીને શાહ સાહેબના ફરમાન મુજબ સિપાહીઓ પોતાની સાથે લઇ ચાલ્યા. એક સિપાહીની નજર તેની બ્હેનપર પડી. સિપાહી ચાલ્યો. **લીલા**ને પકડવા દોડયો. **લીલા** જીવ લઇને, જ્યાં જવાય ત્યાં નાઠી. રણજીતની પાસે બેઠેલા આડોસીપાડોસી પણ કયારના મૂઠીઓવાળીને નાઠા હતા. **લીલાપાછળ**ી દોડનાર સિપાહી પાછો ફર્યો અને

રણજીતને મારતાં સતાવતાં કાજીની આગળ આણીને ખડો કરવામાં આવ્યો. દાઢીપર તાલ દેતા શાહસાહેબ–ફકીર પણ હિન્દુલોકની અવગણના કરતો અને સમજાય પણ નહિ એવી ફારસી–અરબી ભાષામાં ગાળોનો શ્રાવણ ભાદરવો વરસાવતો તેની સાથે જ હતો.

રણજીતને કાજી સાહેબ આગળ ખડો કરવામાં આવ્યો. તેના વિષે વિચાર કરવાનો પ્રારંભ થયો. ફરિયાદી શાહસાહેબ, સાક્ષી પણ શાહસાહેબ અને ચુકાદો અપાવનાર પણ શાહસાહેબ! ફકીર આવતાં જ કાજી આસન પરથી ઊભો થયો. કાજીએ ફેંસલો આપવાનું કામ ખુદ ફકીર ઉપર જ છોડયું. પોતાનું કુરાન, ચસ્માં અને લાંબી સફેદ દાઢી તરફ અચ્છી તરેહથી જોઇ–નિહાળીને શાહસાહેબે "પોતાને ઠોકરે ચડાવ્યાના ગુન્હા બદલ" રણજીતને જીવતો જમીનમાં દાટી દેવાનું ફરમાન થયું. જેણે એ ફરમાન તે વખતે ત્યાં સાંભળ્યું તે બધાને બહુ તાજુબી ઉપજી, સહુને કંપારી છૂટી. રણજીતે કેશરી સરખી ગર્જના કરી; "થનાર થઇ ગયું છે તો હવે મારે મારો મનસુબો શું કરવા મનમાં જ સમાવી દેવો?"

એટલું બોલતાની સાથેજ તરાપ મારતા ચિત્તાની પેઠે જમીનપરથી શાહસાહેબ તરફ ઉછળીને તેને જોરથી એવી તો લાત લગાવી દીધી કે શાહસાહેબ ભોંયભેગા થઇ ગયા. પડયા આખડયા રહી ગએલા એકલ દોકલ દાંત હતા તે પણ જમીન સૂંઘતા થઇ ગયા. પણ સિપાહીઓ ત્યાં આગળ હજુ ખડા હતા. તેમણે રણજીતને પકડી કબજે કર્યો અને કાજી સાહેબના ફરમાન પ્રમાણે રણજીતના હાથપગે બેડીઓ નાખવામાં આવી. તેને ગાલિપ્રદાન અને ગુસ્સા સાથે કેદખાનાની કોટડીમાં સિપાહીઓ લઇ ગયા. એ દિવસે સાયંકાળ થઇ ગયો હતો; તેથી સજાનો અમલ બીજા દિવસ ઉપર મુલતવી રખાયો.

## (૨)
## મદદગાર.

રણજીતને જીવતો જ જમીનમાં દાટી દેવાના થએલા ફરમાનવાળા માઠા સમાચાર રોકકળ કરી રહેલી તેની બ્હેન **લીલા**એ સાંભળ્યા. તે બેઠી હતી ત્યાંથી એકદમ હરાળી હફાળી ઉઠી, આંસુ ભરેલી આંખો તેણે લુસી નાખી, વિખરાઇ ગએલા માથાના વાળ તેણે વ્યવસ્થિત કર્યા.

**લીલા**ને પચીશેક વર્ષ થયાં હતાં. તે રણજીતથી ન્હાની હતી.

મકાનમાં રણજીત, રણજીતની માતા અને લીલા વગર બીજું કોઇ રહેતું નહતું. રણજીતની માતા જ્યારથી માંદગીની પથારીએ પડી હતી ત્યારથી ઘરની સઘળી દેખરેખ અને વ્યવસ્થા લીલા જ રાખતી હતી. લીલા સધવા છે પણ નશીબ સંજોગે તેનું હેવાતન ટકાવી રાખનાર તેના સ્વામીના સહવાસથી તે વંચિત છે.

માતાના મકાનમાં શાળિગ્રામ હતા. લીલા તેમને નિત્ય નૈવેદ્ય ધરાવતી ને પુષ્પપૂજા કરતી. લીલા ને લીલાની માતા એ શાળિગ્રામને સાક્ષાત્ નારાયણનો અવતાર સમજતી. લીલાએ સ્વસ્થ થઇને શાલિગ્રામને પ્રણામ કર્યા અને બે હાથ જોડી દીનવચનથી પ્રાર્થના કરી. છેવટ તે બોલી! "પ્રભો! મને રક્ષજો. હું અબળાજાત છું. હું શું કરી શકું? મને સામર્થ્ય આપો, પછી હું શું કરી શકું છું તે જુઓ."

એટલું કહીને લીલા મકાનની બહાર નીકળી. પંચકોડીની મા કરીને તેની એક વયોવૃધ્ધ પડોશણ હતી. તે લીલાની માતાનું વખતોવખત કામકાજ કરતી હતી.

લીલા તેને મળી અને કાનમાં કંઇ કહ્યું. વિચાર નક્કી થયો અને બન્ને જણ સરિયામ રસ્તાપર થઈ, ગલી કુંચી વટાવી કેટલેક દૂર નીકળી ગયાં. એ સમયે અટારિયોવાળાં મકાન ઝાઝાં નહતાં. પણ સમયના પ્રમાણમાં તેવાં મકાનોની સંખ્યા વધારે ગણાતી. બેઉ જણ એવી એક અટારીવાળા મકાનની સામે આવી પહોંચ્યાં. એ મકાનની સામે ચોરો હતો. ચોરો પાકી બાંધણીવાળો હતો. તેના દરવાજા આગળ કોઇ સિપાહી ભાંગ ઘુંટી રહ્યો હતો, કોઇ પહેરાવાળો ટહેલ ટપ્પા લગાવતો હતો, કોઇ પોતાના દેશની ઠંડા પહોરની વાતોમાં મશગૂલ થઇ ગયો હતો. એ બધામાંથી એક જણને, પંચકોડીની માએ બોલાવ્યો ને કહ્યું: "પાંડે મહારાજ! ભંડારીને તો બોલાવો." ત્યારે પહેરાવાળાએ કહ્યું; "અમે બોક પાંડે નથી, મિસર છીએ." એટલે પેલી સ્ત્રીએ ઉત્તર આપ્યો: "મને ખબર ન્હોતી, બેટા! પાંડે કેવા બ્રાહ્મણ છે, મિસરની બરાબરી તે કરી શકે શું?" આવું સાંભળીને પહેરાવાળો ખુશ મિજાજી બની ગયો અને બોલ્યો: "તમારે ભંડારીનું કાંઇ કામ છે?"

"બીજું તો કંઇ કામ નથી. મારી વાડીએ તાજાં રસ જેવાં આરિયાં ને ટેટીઓ ઉતરી છે, તે આવીને ભંડારી લઇ જાય એ ખબર કહેવા વાસ્તે આવી છું."

"બહુ સારૂ; અમે કહીશું."

"કહેશો એ તો ખરૂં પણ ભંડારીજી ઓછું મારા મકાનનું ઠેકાણું જાણે છે!"

"તમારૂં નામ ને ઠેકાણું અમને કહેતાં જાઓ."

"એ કરતાં લગીર એમને જ અહીં બોલાવો તો ? જાવ ને; તમને પણ થોડાંક મળશે."

સાંભળીને પહેરાવાળો અન્દર ગયો. તેણે જીવનરામ ભંડારીને સ્ત્રીનો સંદેશો કહી સંભળાવ્યો.

જીવનરામ ભંડારી ઉમ્મરમાં આધેડ હતા. તેમની કહેડે કુંચીઓનું ઝૂમખું લટકી રહ્યું હતું. તેમનો ચ્હેરો બહુ ભરાવાદાર નહતો. પોતાને મળનાર કાકડી–ટેટીની ભેટની આશામાં તે તરત જ બહાર આવ્યા. તેમણે જોયું કે એ સ્ત્રીઓ પોતાની માર્ગપ્રતિક્ષા કરતી ઉભી હતી. ભંડારીએ પૂછ્યું: "કોનું કામ છે ?" પેલી સ્ત્રીએ કાકડી–ટેટીની ભેટ વિષે વાત કરી અને ભંડારીએ ડોકું હલાવી વાત કબૂલ કરી. પછી ધીરે રહી તે સ્ત્રીએ ભંડારીને કહ્યું:—

"મારી સાથે આ જે સ્ત્રી તમે જુઓ છો તે અનાથ છે, દુઃખી છે, તે શું કહે છે તે પણ સાંભળતા જાઓ."

ભંડારીએ લીલાની સામું જોયું. લીલાએ ચોરાના મૂળ માલિકની મુલાકાત કરાવવાની માગણી કરી. કાકડી–ટેટીની ભેટ મેળવવામાં, ભેટને આધીન થઇ ગએલા ભંડારીએ 'ઠીક' કહી, કુતૂહલતા જોવાને સંપૂર્ણ ઇંતેજાર થઈ રહેતાં, માલિકને ખબર કહી. થોડીવારમાં માલિક પણ બહાર આવ્યો. તે વખતે અંગપરનો બુરખો લીલાએ કહાડી નાખ્યો હતો. પવનથી કંપતા પાન પેઠે તેનું સર્વાંગ થર થર કંપી રહ્યું હતું. કમળદળ જેવા પોતાના બન્ને સુકોમળ હસ્તવડે ધ્રુજતા શરીરને દબાવતી, નીચી નજર ઢાળી રહી, પદાંગુલિ વડે ભૂમિને ખોતરતી લીલા અવાક્ ઊભી રહી હતી. માલિકે તેને જોઇ અને આશ્ચર્યચકિત થતાં પૂછ્યું: "કોણ છો તમે ?"

"લીલા."

"લીલા! અને મારી અજ્ઞાત દશામાં તું મારી મુલાકાતે ? હું વિનાયક—"

વિનાયકે જોયું કે લીલાની આંખમાં આંસુ માતાં નહતાં. વિનાયકે કહ્યું: "લીલા ! તું બહુ સુન્દર છે."

"અત્યારે હું બહુ દુઃખમાં છું. મને વ્યંગમાં કહી વધારે દુઃખી ના કરશો."

"આટલા બધા વખત પછી આજ ક્યાંથી આવી ? અને આવી ત્યારે આમ રડતી રડતી જ ?"

લીલા હજુ ડુસકાં લેતી હતી. તેનો કંઠ રૂંધાઇ ગયો હતો. લીલા કંઇજ બોલી ન શકી. વિનાયકે કહ્યું: "મારી કને આવો; લીલા!"

"મને હમણાં અડકશો ના. મારાં બાને ગુજરી ગયે એક જ દિવસ થયો છે. મારે શોક છે."

"અને એવી આફતમાં મારી પાસે આવી છું?"

"નહિ: મારાં બા પછવાડે જે કંઇ દહનક્રિયાને અંગે ખર્ચખૂટણ કરવાનું હતું તેનો વેત ઉતારેલો જ છે. તમે તે વિષે કશી ફીકર ન કરશો. મારે જે આફત છે તે જુદી છે."

"તે કઇ?"

"મારો ભાઇ કાળને મ્હોંડે છે. કાજી સાહેબે તેને જીવતા જીવે દાટી દેવાનો હુકમ ફરમાવ્યો છે. અત્યારે તેને કેદની કોટડીમાં પૂર્યો છે."

"અરરર! એણે શું કર્યું હતું?"

"લીલાએ જે કંઈ સાંભળ્યું હતું તે અને જોયું હતું તે સઘળું વિનાયકને કહી સંભળાવ્યું. સાંભળીને વિનાયક ઉંડો એક નિશ્વાસ નાખીને બોલ્યો "હવે કંઇ ઇલાજ?"

"ઇલાજમાં માત્ર તમે છો. એટલા વાસ્તે આટલાં વર્ષો પછી પણ આપની પાસે આવી છું. તમે ધારશો તો મને આફતમાંથી છૂટી કરી શકશો."

"કાજી તો દિલ્હીનરેશનો નોકર છે. તેની સાથે વિરોધ એટલે બાદશાહ સાથે વિરોધ: બાદશાહ સાથે કોણ વિરોધ કરવાને શક્ત છે?"

"ત્યારે શું મારા ભાઇને વગર વાંકે મરવા દેવો? કશો ઇલાજ જ નથી?" લીલા રોઇ પડી.

"ઇલાજ છે; રો ના. લીલા! તમારા ભાઇને હું બચાવી શકું, પણ મારા ભોગે."

"આસપાસ નજર કરો. દેવો છે, ધર્મ છે, સત્ય છે, ભગવાન છે. જગતમાં જ્યાં સુધી તે મહાન તત્ત્વો કાયમ છે ત્યાં સુધી અનાથની ને નિર્દોષની વ્હારે ધાનાર પરિણામે દુ:ખી થતો નથી."

વિનાયકે થોડી ક્ષણો સુધી વિચાર કરી જોયો.

લીલા બોલતી જ હતી—"હિન્દુને, નિર્દોષ હિન્દુને હિન્દુ જ નહિ બચાવે તો કોણ બચાવશે?" છેવટ વિનાયકે તેનો નિર્ણય લીલાને જણાવ્યો:- "તું ખરૂં કહે છે; લીલા! હિન્દુને હિન્દુ નહિ બચાવે તો કોણ બચાવશે? પ્રતિજ્ઞા કરૂં છું કે હું રણજીતને માટે મારી બધી શક્તિયોને ખપાવી દઇશ."

પ્રતિજ્ઞા સાંભળી લીલાના જીવમાં જીવ આવ્યો. "હિન્દુને હિન્દુ જ બચાવશે." એવા હૃદયમાં થતા ભણકારાને અનુભવતી લીલા ત્યાંથી વિદાય થઇ.

---

## (૩)
## ગુરૂ-ચન્દ્રધરશાસ્ત્રી.

---

વિનાયકને ગુરૂ હતા. તે જરીપુરાણા પંડિતોની ઓલાદના લાગતા હતા. તેમને માથે એક પણ વાળ રહ્યો ન હતો. કેવળ મૂછો જ હતી. માથે તાલ પડેલી હોવાથી ચંદન ચોપડવાનું ઠીક ફાવતું હતું. લલાટમાં લાંબું ત્રિપુંડ્ર જોઇ સૌ લોક તેમને આઘેથી ઓળખી જતા હતા. તેમનું નામ ચન્દ્રધરશાસ્ત્રી હતું. તે વિનાયકના મહા શુભચિંતક હતા. જ્યાં વિનાયક જાય ત્યાં ગુરૂજીની સ્વારી હોય જ. હાલમાં બન્ને જણ ભૂષણાનગરીમાં રહેતા હતા.

એ ગુરૂને ત્યાં વિનાયક આવી પહોંચ્યો. એકાન્તમાં ચન્દ્રધરશાસ્ત્રી સાથે તેણે ઘણી વાતચિત કરી. શી વાતો થઈ તે જણાવવાની જરૂર નથી. વાતનું પરિણામ એ આવ્યું, કે ચન્દ્રધરશાસ્ત્રી અને વિનાયક એ જ રાત્રિએ શહેરમાં જઇને ઘણા આદમીઓને મળ્યા. પછી વિનાયકે ગુરૂની આજ્ઞા માગી પોતાના મકાન તરફ પ્રયાણ કર્યું. ગુરૂ પણ તેમને ઘેર ગયા. વિનાયક ઘેર જઇને પોતાના કુટુમ્બ પરિવારને મળ્યો અને સંકેત પ્રમાણે સઘળા કુટુમ્બ પરિવારને મધુમતી-નદિ-ની સામી પાર ઉતરાવી દેવાની ગોઠવણ થઇ.

---

## (૪)
## સત્તાના અમલ સામે શક્તિનું પ્રબળ.

---

ભૂષણા નગરીને સીમાડે, નગરથી ઘણે છેટે, ખુલ્લા વિશાળ મેદાન આગળ રણજિતના અહીં આવતા અગાઉ નગરના ઘણા લોક એ રસ્તે હાજર થઇ ગયા હતા. અન્ધકારનું આવરણ સઘળે છવાઇ રહ્યું હતું. એકલા તારાગણ ચળકતા દેખાતા હતા. એવે સમયે લોકના થોકે થોક જીવતા જીવને દાટવાની કબર જોવાને આવવા લાગ્યા હતા. એક આદમીનું તો મોત થનાર છે, પણ બીજા લોકોને મન તો જાણે ઉત્સવ હતો!

જ્યારે બરબાંખરું થયું ત્યારે તો એ આખું વિશાળ મેદાન લોકની ઠઠથી ખીચોખીચ ઉભરાઇ ગયું હતું. મેદાનપર તલપૂર જગા પણ રહી ન હતી. કુતૂહલતા જોવા આવનાર લોકો પૈકી કેટલાક તો વાનરની માફક ઉંચાં ઝાડપર ડાળીઓ ઝાલીને ટીંગળાઇ રહ્યા હતા. કેટલાક થાંભલાપર, કેટલાક અટારીઓના બહારના ભાગને વળગી રહીને, કોઈ છાપરાંપર, એમ, જેમ જેને ફાવ્યું તેમ કબરમાં થનાર ક્રિયા નિહાળવાની જોગવાઈ કરતા થોભ્યા હતા. કોલાહલ જબરો મચી રહ્યો હતો. ધક્કા મૂકીમાં નબળા પોચા અધમૂઆ થઇ જતા હતા. હજુ કેદી આવ્યો ન હતો. કેદીને જોવા માટે લોકો અધીરા થઈ ગયા હતા. ફરી ગરબડાટ શરૂ થયો, મૂક્કા બાજી ને ભીડને લીધે ગાળો, ગુસ્સા વગેરેનો જમાવ થવા માંડયો. જોવા આવનારાઓમાં મુસલમાનોની સંખ્યા હતી તેમ હિન્દુવર્ગ પણ હતો.

હિન્દુ ને મુસલમાન વચ્ચે ગાળંગાળા ચાલી. મુસલમાન ‘ અલ્લાહ’નો પોકાર કરવા લાગ્યા, હિન્દુ ગણુ ‘ હરહર મહાદેવ’ની ગર્જના ગજાવી રહ્યા. કેટલાકે વાયકા ઉરાડી કે: “ કબરમાં દાટવાની ક્રિયા આજે નથી થવાની— કાલે. ” ઝાડપર ચડેલા લોક નીચે ઉભેલા લોકો પર ઝાડનાં પાન, ન્હાની ડાળીએ વગેરે તોડી તોડીને નાખવા લાગ્યા. એટલેથી સંતુષ્ટ નહિ થનાર કેટલાકે ખાલી ખાલી ઉધરસ ખાઈ ખૂંખારા કર્યા, થૂંકવા લાગ્યા. ઝગડો વધારે જામ્યો. કેવળ એક જ એવું વૃક્ષ હતું કે જ્યાં કોઇ પ્રકારની તોફાની ચળવળ ચાલતી ન હતી. એ વૃક્ષની તળે બહુ આદમી પણ ન હતા ભર્યાનીરના સમુદ્રની વચ્ચે આવેલા નાનકડા દ્વિપ પેઠ એ વૃક્ષ લગભગ આઘે અને એકલું હતું. ગણ્યા ગાંઠયા બે ચાર માણસો તે ઝાડ તળે હતા. પણ તેઓ કેવળ શાન્ત હતા અને એ ઝાડ ઉપર ચઢવા આવનાર બીજાઓને ખાળતા હતા. ઉભેલા આદમી મજબૂત બાંધાના હોઈ તેમના હાથનાં સંગીન લાઠીઓ હતી. એ ઝાડપર ચડેલી એક સ્ત્રી, પોતાની સાથે ચડી ઉભેલા પુરૂષ સાથે છૂપી વાતચિત કરી રહી હતી. સ્ત્રીની આંખો સૂજી ગઇ હતી, તેનું મ્હોં મ્લાન થઈ ગયું હતું. તેણે પેલા પુરૂષને કહ્યું:—“મહારાજ, હજુ કોઇ જણાતું જ નથી ! ”

મહારાજે દિલાસો દીધો; “ કોઇ નથી જણાતું, ભગવાન રક્ષણ કરશે. હિમ્મત રાખો. ”

એ સ્ત્રી રણજિતની બેન લીલા હતી. વૃક્ષપર સ્વયં ચન્દ્રધરશાસ્ત્રી ચડેલા હતા. શાસ્ત્રીજીના અંતઃકરણમાં એક જ અવાજ ઘૂંટાતો હતો: “ મારે ધર્મકર્ત્તવ્ય બજાવવાનું છે, ધર્મની ખાતર ગમે તે ભોગ આપવો

જાઇએ." ચન્દ્રધરશાસ્ત્રીએ લીલાને કહ્યું: "ભગવાન અવસ્ય રક્ષા કરશે. મને તેના પર પૂરી શ્રદ્ધા છે; તમે ગભરાશો ના. પણ હજુ રક્ષાનો કોઇ રસ્તો થયો હોય તેમ લાગતું નથી. લાલ પાઘડીવાળા સંખ્યાબંધ લોક આવે છે, તેઓ મને સામેથી આવતાં જોઈ શકે છે."

**લીલા:**–કોણ લાલ પાઘડી વાળા ?

**ચન્દ્ર:**–ફોજદારના સિપાહીઓ.

એકંદર બસો સિપાહીઓ હારબંધ ઉભા રહ્યા હતા. તેઓ રણજિતને ઘેરીને ઉભા હતા. એ દસ્ય જોતાં, સૌ લોક બેઠા હતા ત્યાંથી કે ઉભા હતા ત્યાંથી વધારે સાવચેત થઇને ઉંચી નજરે તે તરફ જોવા લાગ્યા. ચન્દ્રધર જેને જેને જોવા લાગ્યા તે તે વ્યક્તિનુ લીલાને ઓળખાણ આપવા લાગ્યા. લીલાએ પૂછ્યું: "કેટલા સિપાહીઓ હશે ?"

ચન્દ્રધરે કહ્યું: "બસો હશે."

**લીલા:**–અમે લોક તો દીન દુઃખી આદમી છીએ. એક આદમીને મારવા પાછળ બસો જણનો જાપતો ?

**ચન્દ્ર:**–લોકો બહુ એકઠા થયા છે તેથી ફોજદારે એટલા સિપાહીઓ રોકયા હશે.

**લીલા:**—હવે ત્યાં શું થઇ રહ્યું છે ?

**ચન્દ્ર:**—સિપાહીઓ આવીને હારબંધ ગોઠવાઇ જઇ તૈયાર થએલી કબર આગળ ઉભા રહ્યા છે. વચમાં રણજીત છે. તેની પાછળ ખુદ કાજીની પાસે પેલો ફરિઆદી ફકીર છે.

**લીલા:**—ભાઈ રણજીતને શું કરવામાં આવ્યું છે !

**ચન્દ્ર:**—નાદાનોએ હાથે પગે બેડીઓ પહેરાવી છે.

**લીલા:**—રણજીત રડતો હશે...."

**ચન્દ્ર:**—અકળાઇશ ના. તે રડતો નથી. કંગાલ થયો નથી. કેવળ ધીર ગંભીર થઈ શાન્ત પ્રતિમા પેઠ ઊભો રહ્યો છે. તેની મુખમુદ્રાપર શૂર અને નૂર ચળકી રહ્યું છે.

**લીલા:**—શું મારા ભાઇને હું નહીં જોઈ શકું ? જીવના ભોગે પણ નહીં જોઇ શકું ? સ્મશાનમાં શરમ શી ?"

લીલા અબળા હતી, હવે તે સબળા થતી જણાઈ. જે ઉંચી ટોચે ચંદ્રધરશાસ્ત્રી ચડી ઊભા રહ્યા હતા ત્યાં આગળ તે પણ ચડી આવી. એ વખતની લીલાની મુખાકૃતિ કોઇ વીરાંગનાનેય લજાવે તેવી જણાતી હતી.

લોકની નજર એ ઉંચા ઝાડપર શ્યામવસ્ત્ર ધારણ કરેલી લીલાના ચંદ્રમુખી મુખ તરફ વળી. વૃક્ષ સંખ્યાબંધ લતા શાખાથી ઘાઢ ઘટાદાર હતું. તે ઘટાદાર વૃક્ષમાંથી કાળી સાડીએ ઢાંકેલા આખા અંગમાંથી એકલું લીલાનું મુખ સૌ લોકને લોહચુંબક પેઠે આકર્ષી રહ્યું હતું. લીલાનું ધ્યાન કેવળ રણજીત પર હતું. અજાન લોક સાક્ષાત વનદેવી સમજતા, તેનાથી લગીર ડરતા ખડા હતા. થોડીવાર થઈ હશે એટલામાં બાજુપરથી ઘોડાના પગની એડીઓનો લીલાએ અવાજ સાંભળ્યો. ચન્દ્રધરશાસ્ત્રીનું તેણે લક્ષ્ય દોર્યું. લીલાએ પૂછ્યું: "આમ તો જુઓ, એ કોણ ઘોડાપર બેસીને આ તરફ આવી રહ્યું છે ?"

ઘોડેસ્વાર ભવ્ય લલાટ વાળો ને તેજસ્વી હતો, પણ લોકની ભારે ભીડ હટાવીને તે એકદમ આગળ ધપી શકતો ન હતો. મહા મુસ્કેલીથી તેણે રસ્તો મોકળો બનાવ્યો અને જ્યાં કબર હતી તે તરફ તેણે ઘોડો દોડાવ્યો. લીલાએ અને ચન્દ્રધરે જાણ્યું કે એ વિનાયક છે.

રણજિતને બાંધીકરી કબરમાં દાટવાની તૈયારી થઇ રહી હતી તેટલામાં વિનાયક ત્યાં આવી પહોંચ્યો. સિપાહીઓ જેવા રણજિતને ઉંચકવા જતા હતા તેવા તેણે બે હાથ પહોળા કરી હુકમ ફરમાવ્યો; "ખબરદાર! સબુર કરો"

એકાએક વિનાયકનું આગમન અને તેની આજ્ઞા એ ઉભય બનાવ જોઇ સિપાહીઓ થોભી ગયા. ફોજદાર સામું જોઇ ઉભા રહ્યા. પેલો ફરિઆદી ફકીર બોલ્યો "ક્યા દેખતે હો, કાફિર કો જલ્દ મિટ્ટી દો"

કાજી સાહેબે થોડીવાર વિચાર કર્યો. કાજી સાહેબને લાગ્યું કે પોતાને અહીં આવવાની જરૂર ન હતી. માત્ર લોકોની ભારે ઠઠ જામેલી હોવાથી, તોફાન થવાની દેહશતને લીધે તેઓ અહીં આવ્યા હતા; પણ તેમની હાજરી જ હતી તો તેમણે પોતાની સત્તા સંભાળી. તે બોલ્યા. "વિનાયક જ્યારે મનાઇ કરી રહ્યો છે, ત્યારે તેનું કાંઇ પણ તાત્પર્ય હોવું જોઇએ; તેની વાત આપણે સાંભળવી જોઇએ!"

ફકીરને ગળે એ વાત ન્હોતી ઉતરી. પણ કાજીના હુકમ આગળ તે લાચાર થયો. રણજિતના મનમાં જીવિતદાનના આશાનો એકાદ ઉજ્વળ અંકુર ફુટયો.

વિનાયકે કાજીને સલામ કરી. કાજીએ વિનાયકના તાબાના દોલતખાનાની ખબરઅંતર પૂછી અને પછી અહીં આવવાનું કારણ પૂછ્યું. વિનાયકે વિનિતભાવે ખુલાસો કર્યો:-"આ રણજિતને વાસ્તે આવ્યો છું. તે ગમે તેવો ગુન્હેગાર હોય તો પણ મારી જાતિનો છે. એની ખાતર નહિ, તો જાતિઅભિમાનની ખાતર હુજૂરની પાસે હાજર થયો છું. જાન બક્ષીસનું ફરમાન કરશો."

**કાજી:**—એમ બની શકે ખરૂં?

**વિના:**—આપ જેવા મહેરબાનો અને કદરદાનો ચ્હાય તે કરી શકે છે.

**કાજી:**—ખુદા માલિક છે, મારે એ બાબત કશી નિસ્બત નથી.

**વિના:**— એક હજાર અશરફિઓની ભેટ કરીશ. રણજિતના જાન બચાવવાની નિગાહ કરો.

કાજી સાહેબે ફકીર સામું જોયું. ફકીરે ડોકું નીચું નમાવ્યું. કાજીએ આવેશમાં આવીને વિનાયકને કહ્યું:—એમ નહીં બને. કાફિરને કબરમાં દાટવો જ પડશે."

**વિના:**—બે હજાર અશરફિઓની ભેટ ધરીશ, હું હાથ જોડીને આજીજી ગુજારૂં છું કે મારી ખાતર એને બચાવો.

કાજીએ ફરીથી ફકીર સામું જોયું. ફકીરે અનુમતિ આપી ના. છેવટ વિનાયકે ચાર હજાર અશરફિઓ સુધી આપવાનું કહ્યું. પણ વાત વંઠેલી હતી. પાંચ, સાત ને અંતે દસ હજાર અશરફિઓની લાલચ લગાડવામાં આવી. પણ ઉત્તર નકારમાં મળ્યો. બાબત મમતની હતી, તેથી મમતીલા ફકીરના મનમાં કશી દાદ વસી ના. વિનાયક થાક્યો, કંટાળ્યો, છેવટ તેણે જન્મ-સ્વભાવ પ્રગટ કરવા માંડયો: "દસ હજાર અશરફિઓ આપી દેતાં બાકી મારી કને કશું નહિ રહે. થોડી ઘણી જમીન જાગિર ને જવાહિર રહેતું હોય તો તે પણ એક જાનના જીવિતદાન ખાતર કુરબાન કરૂં છું. બધું લૂંટી લ્યો પણ રણજિતને બચાવો."

કાજી સાહેબે વિનાયકને પૂછયું:—એવો એ તમારો શો સગો કે સંબંધી થાય છે, જેની ખાતર તમે તમારૂં સર્વસ્વ આપી દેવા તૈયાર થયા છો?" ત્યારે વિનાયકે કહ્યું: એ જે છે તે છે; મેં મારી બધી શક્તિઓ ખપાવીને પણ તેને બચાવવાની પ્રતિજ્ઞા લીધી છે. પ્રતિજ્ઞાની ખાતર, જે પ્રતિજ્ઞામાં નિર્દોષને ન્યાય અપાવનારા હિન્દુધર્મનો હિસ્સો રહેલો છે, તેની ખાતર મારો આ નમ્ર પ્રયત્ન છે." કાજીની આંખો રાતી થઈ. 'હિન્દુધર્મ'નો શબ્દ સાંભળી કાજીનું રૂધીર ઉકળ્યું. ઉકળતે રૂધીરે કાજીએ કહેવા માંડયું:—

"હિન્દુધર્મ ગમે તેવો હોય, મુસલમાન ધર્મ તેનાથી મોટો છે. આ માણસે એક મુસલમાન ફકીરની આબરૂ ઉપર તરાપ મારી છે. તે ગુન્હા બદલ તે અવશ્ય ઠાર થવો જોઇએ તેને મારી નાખવા કરતાં બીજી ઉતરતી સજા ન જ થઈ શકે."

વિનાયક ગળગળો થઈ ગયો, કાજીનો આવો નિર્ણય સાંભળી તેના સર્વાંગે કંપારી છૂટી. વિનાયકે કરગરતે વદને દીનવાણીથી કહેવા માંડયું:—

"હિન્દુ માત્ર કાફિર લાગતા હોય તો હું પણ કાફિર છું. તેને બદલે મારો જીવ લેવાથી તમારો બદલો નહિ વળે? હું આ કબરમાં પડવા તૈયાર છું. મારાપર માટી નાંખી મને દાટી દેવાનો હુકમ ફરમાવો. મારો જીવ લઇ એ ગરીબનો જીવ બચાવો. કાજી સાહેબ, આપના રહેમાન ને અમારા રામ જુદા નથી. કામ ન્યાયથી લેવાય તો ઠીક. અન્યાય જ કરવો હોય તો મારો જીવ લ્યો. હું આપવા તૈયાર છું."

વિનાયકનો આવો સંકલ્પ સાંભળી આસપાસ ઉભા રહેલા હિન્દુઓમાં બળ આવ્યું. ધર્મ અને જાતિનો જુસ્સો ચડયો તેમણે હરિના નામની ગગન ભેદક ગર્જના કરી. ઉપરાઉપરી અવાજો આવવા લાગ્યાઃ—"ધન્ય! વિનાયક રાવને સાબાશ, કાજીજીઃ ગરીબનો જીવ ઉગારો." ફરતા જે લોકોએ વિનાયકનો સંકલ્પ સાંભળ્યો ન હતો તેમણે પણ સંભળાયલા એકલા હરિના નામના અવાજને ઝીલી લઇને હરિના નામોચ્ચાર વડે મેદાન ગજવી મૂકયુ. કાજીસાહેબ વિસ્યમ થવા લાગ્યા. તેમણે વિનાયકને પૂછ્યુંઃ ખરૂં કહો, એ ગુન્હેગારને તમારી સાથે શી જાતનો સંબંધ છે?"

**વિનાઃ**—સંબંધ ભાઇથી પણ, પુત્રથી પણ, જાસ્તી છે. શાથી કે તે મારે શરણુ આવેલો છે. શરણાંગતની વ્હારે ધાવાની હિન્દુધર્મશાસ્ત્રમાં આજ્ઞા થએલી છે. તે આજ્ઞા સર્વસ્વના ભોગે પણ પાળવી એ ખરા હિન્દુનું કર્ત્તવ્ય છે."

કાજીનું મન લગીર પલળ્યું. તેમણે ફકીરને દૂર લઇ જઈ સમજાવ્યોઃ "દસ હજાર અશરફિયો લઇને છૂટકારો કરવામાં કશો વાંધો નથી. એટલી મૂડીથી તો ન્યાલ થઇ જઇશું. તમારી શી મુરાદ છે?"

**ફકીરઃ**—મારી મુરાદ તો એવી છે કે એ બન્નેને એક સાથે કબરમાં દટાવી દેવા જોઇએ, બોલો, પછી?

**કાજીઃ**—તોબાહ! હું એમ કેમ કરી શકું? વિનાયકે કશો કસુર કરી નથી. વળી તે બડો ઇજ્જતદાર અને ભલો આદમી છે. લોકો તેની રહેણીકરણી પર આફરીન છે. તમે કહો છો તેવી એને સજા ન થઇ શકે.

રણજિત અત્યાર સુધી કંઇજ બોલતો ચાલતો ન હતો. તે ધારતો હતો કે છૂટકારો થવો અસંભવિત છે, પણ ફકીર સાથે કાજીને એકાન્તમાં ગોષ્ટિ થતી જોઇ તેણે હાથ જોડીને કાજીને વિનવ્યુંઃ "હજુરની મરજી મારી બાબતમાં કેવી હશે તે મને માલુમ નથી; પણ સજાના અમલ પહેલાં મારી એક વાત સાંભળવાની નિગેહબાની કરશો. એકની કસુરની ખાતર બીજાનો જીવ લેવો શું મુનાસિબ છે? એવી રીતે મારો બચાવ થએલો જોવા હું

રહજી નથી. તેમ બનશે તો મને થએલી હાથકડી માથામાં પટકાવી મારી જાતે મારૂં મોત આણીશ."

તે વખતે લોકોમાંથી અવાજ આવ્યો, કે "હાથ કડી માથામાં પછાડીને ભલે મરી જવાય, મુસલમાનને હાથે તો મોત આવ્યું ન ગણાય!"

એવું બોલનાર ચન્દ્રધરશાસ્ત્રી જ હતા. તે હવે વૃક્ષપર ન હતા. એક જમાદારે તેમને દીઠા એટલે જમાદાર બોલ્યો "પકડ લો ઇસ્કુ." પરંતુ ચન્દ્રધરશાસ્ત્રીને પકડી કબજે કરવાની વાત ન્હાનીસૂની ન હતી. તેમને કોઇએ પકડયા નહિ.

આ તરફ માથામાં હાથકડી મારી મરી જવાની વાત સાંભળી ફકીરના પેટમાં તેલ રેડાયું; શાથી કે તેમ બને તો જીવતાં કબરમાં દાટી દઈ જે દુઃખ દેવાય તે બની શકે નહિ! કાજીને ફકીરે કહ્યું: "અબ ઉસે હાથ કડી કી કયા જરૂરત હૈ? હાથ કડી ખોલ લેનેકા હુકમ કીજીએ."

કાજી સાહેબે એ પ્રમાણે કર્યું. રણજિતના હાથ પગ કડી વગરના થયા. જે પહેરગિરે રણજિતના હાથે પગેથી બેડીઓ કહાડી નાખી, તે પહેરગિરે સવારના પહોરમાં જ ચન્દ્રધરશાસ્ત્રીને ત્યાંથી રૂપિયાની થેલી પોતાને ત્યાં આણી હતી.

રણજિત જેવો બેડી વગરનો થયો તેવું જ તેણે અંતિમબળ અજમાવ્યું. જે ઘોડા ઉપર બેસીને વિનાયક અહીં આવ્યો હતો, તે ઘોડા પર એકદમ તે ચઢી બેઠો. ચઢતાં ચઢતામાં પેલા પહેરગિરનાં હાથમાની બંધુક રણજિતે પોતાને કબજે કરી લીધી હતી. ઘોડા ઉપર ચડયો અને કાજી વગેરેની નજર તેનાપર પડી તેટલામાં તો પાણીદાર ઘોડાને જોરથી એડી લગાવી કે લાગલીજ સંખ્યાબંધ માણસોની વચમાં થઇ માર્ગ કાપતો ઘોડો વિજળી વેગે કબરવાળું મેદાન કુદાવી આગળ ચાલ્યો ગયો. બહુ ટુંકી ક્ષણોમાં આટલો બનાવ બની ગયો. ફકીર અને કાજીના મનમાં દગા ફટકાની દેહશત ઉત્પન્ન થઇ. સિપાહીઓ અશ્વની પાછળ દોડવા લાગ્યા પણ તેમને દોડતા અટકાવવાને ઢાલતરવાર સાથે હિન્દુનાયકો તેમણે એકાએક સજ્જ થઈ સ્હામા ઊભેલા જોયા. કાજીનો મિજાજ ગયો. તેમણે વિનાયકની સામું જોઇ, ઘુરકીને કહ્યું: "આ બધું તારૂં જ કારસ્થાન હોવું જોઇએ."

**વિના:**—એમ હોય તો આપની હજૂરમાં અસ્ત્ર શસ્ત્ર સિવાય નમ્રવદને હું શા સારૂ અરજ ગુજારતો ઊભો રહ્યો હત?"

**કાજી:**—ગમે તેમ હોય. હવે હું તારી અરજી મંજુર કરીને તે રણજિતને બદલે તને આ કબરમાં દાટવાનો હુકમ ફરમાવું છું.

કાજીએ હુકમ ફરમાવ્યો અને વિનાયકને કબજે કરવામાં આવ્યો. વિશેષમાં કાજીએ એક સિપાહીને ફોજદાર સાહેબના ભણી મોકલ્યો—એવું કહાવીને, કે વધુ સિપાહીઓ લઇને પોતે મેદાન ઉપર તાબડતોબ અહીં આવી પહોંચે.

વનદેવી જેવી જણાતી લીલા વૃક્ષ ઉપર ચડીને એ બધી ઘટના અવલોકી રહી હતી.

આ તરફ મહા મુશીબતે રણજિત ઘોડેશ્વાર થઇને લોકોની ભીડવાળો માર્ગ વટાવી આગળ નીકળી ગયો હતો. ઘણે છેટે ગયા પછી કતરાતે રસ્તે વળીને તેણે ઘોડાને છૂટો મૂકી દીધો અને એક ઉંચા પણ ગાઢ ઘટાદાર વૃક્ષ પર ચડી કબરવાળી ખુલ્લી જગામાં થતી ઘટના જોવા લાગ્યો. તેણે જોયું કે હિન્દુ અને મુસલમાનો વચ્ચે મારામારી ચાલી રહી છે. હિન્દુલોક પૂર શૂરપર ચડયા છે. અનુમાન એવું થતું હતું કે ચન્દ્રધરશાસ્ત્રીએ ગીતાબોધ દ્વારા અન્યાયી—આતતાયી નું નિકંદન કહાડવાનો ઉપદેશ હિન્દુગણને કર્યો હોય અને તેથી એકાએક હિન્દુ હૃદયની ધાર્મિક લાગણી ઉશ્કેરાઇ ગઈ હોય.

મેદાનની દશે દિશાઓ "મારો મારો" ના અવાજોથી ભરાઇ ગઇ હતી. મારો મારો શબ્દોચ્ચારની સાથે "કાળી માતાની જય"નો જય ઘોષ થતો સંભળાતો હતો. તે સાંભળીને રણજિત વિસ્મય પામ્યો. "કાળી માતા કોણ" તે જાણવાને પોતે ઇંતેજાર થયો—તેણે દૃષ્ટિને બધી બાજુ ફેરવી. જે તરફ ઘણા હિન્દુઓની નજર પ્રતિબળે વળતી હતી તે તરફ તેણે જોયું, તો જણાયું, કે જેની આંખોમાં કેશરીની રકતતા ઢળી રહી છે, જેની નસોમાં પ્રાચીન ક્ષાત્ર વિરાંગનાનું રૂધિર વહી રહ્યું છે, જેના શિરકેશ હવામાં છૂટથી રમી રહ્યા છે અને શ્યામ શિરકેશની મધ્યમાં, વાદળ વચ્ચે પ્રકાશમાન ચન્દ્ર ઝળહળી રહ્યો હોય તેવું વદનતેજ ચળકી રહ્યું છે—એવી સ્ત્રીજાતિ વૃક્ષપર રહી હિન્દુગણને તેમના યુધ્ધકાર્યમાં પ્રોત્સાહન આપી રહી હતી. રણજિતે પોતાની જાતપર શરમનો નિઃશ્વાસ નાખતાં, પણ એક સ્ત્રી જાતિના સાહસને સામર્થ્ય વાસ્તે ગૌરવ ધરાવતાં, ચોક્સ રીતે દીઠું કે એ સ્ત્રી તેની બ્હેન હતી; તે **લી**લા હતી.

**લી**લાના પ્રોત્સાહનથી અને ગુરૂના ઉપદેશસંભાષણથી હિન્દુઓએ અન્યાયી મુસલમાનોનો પરાજય કર્યો. મુસલમાનો આ વખતે હતાહત થઇ ગયા. થોડા ઘણા બચ્યા તે મુઠીઓ વાળીને નાઠા. મેદાન મુસલમાનોનાં શબથી ભરાયલું શૂન્ય જેવું ભાસવા લાગ્યું. એક કબરને સ્થાને સેંકડો કબરો નિર્માણ થઈ.

રણજિતે જોયું કે એક મહા લાંબો પહોળો યુવાન, વિનાયકને પોતાની ખાંધપર ઉંચકી **લી**લાની પાસે લઇ જતો હતો. તેણે એ પણ જોયું, કે

વિનાયકની પાછળ પાછળ પેલા શાહસાહેબ-ફકીરના કપાએલા શિરને ભાલામાં પરોવીને એક આદમી લઇ ચાલતો હતો.

રણજીત પછી વૃક્ષપરથી હેઠે ઉતર્યો.

---

## (૫)
## સંકેત.

થોડીજ વારમાં પાછો કોલાહલ શરૂ થયો. બન્દૂક અને ભાલા વગેરે સજેલા હતાં એવા, મોટી સંખ્યામાં સૈનિકો લઇને જાતે ફોજદાર સાહેબ વિદ્રોહીઓને ભોંયભેગા કરી નાખવા માટે આ તરફ આવી પહોંચ્યા હતા. બન્દૂકના ગોળીબાર આગળ ઢાલ તરવારનું શું ગજું? તેથી ફોજદાર સાહેબની સ્વારી આવવાની વાત ગનેસને સંભળાતાં જ યુવાન હિન્દુગણ જેમ જેને ફાવ્યું તેમ આડકતરે રસ્તે થઇને પલાયન કરી જવા લાગ્યો. જે લોકો આ ઝગડાનું મૂળ જાણતા ન હતા તે, તેમજ એ ઝગડા સાથે જેમને કશો સંપર્ક ન હતો તેવા લોકો પણ રણજીત અને વિનાયકપર ગાલિપ્રદાન કરતા બારણાં ફડાફડ બંધ કરી ઘરની અંદર ભરાઈ જવા લાગ્યા. મેદાન સફાચટ થઈ રહ્યું. માત્ર એકાદ અણદીઠ ગલી પાસે ચન્દ્રધરશાસ્ત્રી, રણજીત, વિનાયક અને લીલા એટલાંજણ હતાં. તેમણે ફોજદારને સૈનિકો સાથે આ તરફ આવવાની વાત સાંભળી એટલે સમયસૂચકતા વાપરવાનો સૌએ નિર્ણય કર્યો. વિનાયકના દૃઢ આગ્રહને અનુસરી રણજીત, તેણે છોડી મૂકેલા ઘોડા ઉપર ચઢીને, નદી પાર ઉતરી શ્યામપુર જવા તૈયાર થયો. ચન્દ્રધરશાસ્ત્રી વિનાયકની સાથે રહ્યા. હવે લીલા ક્યાં જાય?

---

## (૬)
## દંપતી.

વિનાયકઃ—લીલા! હવે તું ક્યાં જઇશ?

લીલાઃ—ક્યાં જવું?

વિનાયકઃ—કેમ, તારી બાનું ઘર છે ને?

**લીલાઃ**—ઘેર કોણ છે? મા મરી ગઇ. ભાઇને શ્યામપુર મોકલ્યો. મારૂં રક્ષણ કરનાર હવે કોણ છે?

**વિનાયકઃ**—તો તારે કયાં જવા વિચાર છે?

**લીલાઃ**—ક્યાં જવું?

**વિનાયકઃ**—ત્યારે અહીંજ રહેવું છે? એમ રહેવાય નહિ.

**લીલાઃ**—મને શું થવાનું છે, કોણ કનડનાર છે?

**વિનાયકઃ**—તોફાનમાં તું સામિલ થએલી હતી, કાજી ફોજદાર આગળ તને ઓળખાવ્યા વગર રહેશે નહિ, ફોજદાર ફાંસીની પણ સજા ફરમાવી દે, ને પરિણામ વિપરિત આવે.

લીલાએ ઉંડો એક નિશ્વાસ નાખ્યો. વિનાયકે આગળ કહેવાનું ચાલુ રાખ્યુંઃ—હું શ્યામપુર જવાનો છું. તારો ભાઇ પણ ત્યાં આવી પહોંચશે. તારી મરજી ત્યાં આવવાની હોય તો હું કોઇ આદમીનો સંગાથ કરી આપું.

**લીલાઃ**—એવા કોણ વિશ્વાસુ ને બહાદૂર રક્ષકને મારી સુપરત કરો છો કે હું સેંકડો શત્રુઓથી સુરક્ષિત રહીને સહી સલામત શ્યામપુર જઈ પહોંચું?

વિનાયક થોડીવાર વિચારવશ થઇ રહ્યો. પછી તેણે દૃઢ નિશ્ચયાત્મક સ્વરે લીલાને કહ્યું:—"હું પોતે તને શ્યામપુર તેડી જાઉં છું. તૈયાર થા."

લીલાએ ઉંચું જોયું. આકાશની પારના પ્રદેશમાં વસતા મહાપિતાને યાદ કરી હેનો ઉપકાર માનતી હોય તેમ જણાયું. વિનાયક સામે તેની નજર મળી. તેણે એક ઉદ્‌ગાર કહાડ્યો! "આટલા દિવસોના અંતર પછી એ શી વાત કરો છો?"

**વિનાયકઃ**—ભૂતકાળને સમજાવવો અઘરો છે, લીલા! જાણવાની શી જરૂર છે? જવાદે વિતક વાતો.

**લીલાઃ**—શા વાસ્તે જવા દઉં? એ વાતો મારાથી ભૂલાઇ નથી. ભૂલવા મથતી હતી; ભૂલી શકી નથી. મારે જાણવું જોઇએ. મારા નાથ! હું તમારી પરીણિત પત્ની છું. તમે મારો ત્યાગ કર્યો છે. ત્યજાએલી સ્ત્રી દયાની ભીખ માગી પાછી તમારી થવા તૈયાર નથી. ત્યજાએલી સ્ત્રી દયાની ભીખ માગવાને અધિકારિણી નથી. પરીણિત પત્ની છું. ત્યજાએલી મને ન ગણો તો હું તમારી સર્વસ્વની અધિકારિણી છું. નહિ તો કશાનીયે નહીં. મારૂં થનાર ભલે થાવ. કર્તવ્ય ને પ્રેમવગરની લુખ્ખી દયા મારાપર દર્શાવશો ના; અથવા મને કહો, મને આજ તમારી સાથે તમારે વતન તેડી જવા શાથી તૈયાર થયા છો?

વિનાયક:—લીલા, કહેવામાં કશો માલ નથી. બધું જવા દે. નવે-સરથી નવું જીવન—

લીલા:—જાઓ, મને એવું સાંભળવું ગમતું નથી. ખુલ્લા દીલનો ખરો ખુલાસો સાંભળવા કાન એક થયા છે. મને કહો, હું તમારી થએલી છું. પછી તમે બે પત્નીઓ કરી. હું કુલટા નથી. જાતિભ્રષ્ટ નથી, શા વાંકે મને ત્યજી દીધી તે પણ તમે જણાવ્યું નથી. ગુન્હેગાર હોય છે તેને પણ સજા કરતી વેળા ગુન્હાનું નામ આપવામાં આવે છે. હું એટલી યે જાણુ-વાને પાત્ર નથી નિવડી! આજ તેને માટે ફરી આજીજી કરૂં છું. મને કહો, મારો શો વાંક—"

વિનાયક:—બધું કહું; પણ મને વચન આપ, કે સાંભળ્યા પછી મને છોડી ને તું ચાલી ન જાય.

લીલા:—હું ? હું પરીણિત પતિને ત્યજી જતી રહું ?

વિનાયક:—અર્થનો વિપર્યય શા માટે ? હું એમ કહું છું, કે સાંભળ્યા પછી મારાપર અભાવ ન થવો જોઇએ.

લીલા:—એવી શી ગંભીર ઘટના બની છે ? જાણ્યા વગર પ્રતિજ્ઞા શી રીતે લઉં ? એવી આંધળી પ્રતિજ્ઞા મારાથી નહિ લેવાય, મારામાં તમને વિશ્વાસ જ નથી ?

વિનાયક:—સાંભળ, લીલા ! ગોળીબાર શરૂ થયા ! આ તરફ સિ-પાહીઓ ધસી આવતા હોય એમ દૂરથી દેખાય છે. અહીંથી આપણે હવે ઉપડી જવું જોઇએ; આપણી વચ્ચેનો ખુલાસો તો જરૂર થશે.

લીલા વિનાયક સાથે ચાલી.

---

## (૭)

## સ્વામીના હિતની ખાતર.

---

લીલાને લઇને વિનાયક શહેર બહાર નીકળી નદી તટે પહોંચ્યો. ચોરી છૂપીથી ચાલતાં તેને વેળા બહુ વીતી. રાત પડી ગઇ હતી. વિનાયક ખુલ્લા આકાશમાં તગતગતા તારાગણના પ્રકાશમાં નદીની રેતીપર બેઠો અને લીલાને તેની પાસે બેસાડી.

પછી વિનાયકે વાત કહેવા માંડી:—

" સાંભળ, લીલા ! તારી સાથે મારા વિવાહની ગોઠવણ ચાલતી હતી ત્યારે મારા પિતાએ તારી જન્મપત્રિકા જોવા માગી હતી: યાદ છે ને ? પણ

જન્મપત્રિકા ન્હોતી તેથી મારા પિતાની મરજી તારી સાથે સગાઇ કરવાની ના થઇ. પણ તું બહુ ચુટકી છું, એમ જાણીને મારાં બાએ હઠ કરીને તારી સાથે મારો વિવાહ કરાવરાવ્યો. વિવાહના એક મહિના પછી અમારે ત્યાં એક મશહૂર જોષીજી આવ્યા. તેમણે અમારા કુટુમ્બપરિવારની જન્મ પત્રિકાઓ જોઇ. તેમની વિદ્વતા જોઈ મારા પિતાએ તારી જન્મપત્રિકા તૈયાર કરી દેવાનું જોષીને કહ્યું.

"જોષીજીએ જન્મપત્રિકા તૈયાર કરી આણી. તેમણે પત્રિકા વાંચીને જે દિવસે મારા પિતાજીને સંભળાવી, તે દિવસથી મેં તારી સાથેનો સંબંધ છોડયો હતો—સંબંધ છોડવો પડયો હતો."

**લીલાઃ**—શાથી?

**વિનાયકઃ**—જન્મપત્રિકામાં એવું આવ્યું હતું કે તારાં પગલાં અમંગલ વર્તાવશે.

**લીલાઃ**—વારૂં; પછી?

**વિનાયકઃ**—પછી જોષીજીએ પિતાજીને કહ્યું, કે એ પુત્રવધૂનો ત્યાગ કરી કોઇ બીજી કન્યા સાથે વિનાયકનું લગ્ન કરો. પિતાજીએ જોષીજીની સલાહ માથે ચડાવી, તને તારાં માવતરને ત્યાં મોકલી દેવામાં આવી, મારાં બીજી સ્ત્રી સાથે લગ્ન થયાં. તે દિવસથી અને આ કારણથી મારે ત્યાં આવી રહેવાનાં તારિ વાસ્તે દ્વાર બંધ થયાં—

**લીલા** ઊભી થઇ હતી તે કશું કહેવા માટે ટમટમી રહી હતી. વિનાયકે તેને ધૈર્ય અને આશ્વાસનસૂચક સંજ્ઞા કરી પાછી હેઠળ બેસાડી અને કહ્યું:—

"હજુ થોડી વાત બાકી રહી છે. મારા પિતા જ્યારે હયાત હતા, ત્યારે હું તેમને આધીન હતો, તે જેમ કહે તેમ મારે કરવું પડતું હતું. હવે તે આ દુનિયામાં નથી."

**લીલાઃ**—આ દુનિયામાં નથી તેથી શું થયું? તેમની આજ્ઞા તો આ દુનિયામાં જ છે કની?

**વિનાયકઃ**—વાત ખરી છે; પિતા માતાની આજ્ઞા જીવનના અંત પર્યંત પાળવી જોઈએ, પછી તે હયાત હોય કે ન હોય. પણ તે આજ્ઞા અધર્મમાં ઉતારનારી હોય તો કેમ પળાય? પિતા માતા કે ગુરૂની આજ્ઞા દેવોના આદેશ સરખી હોવી જોઇએ! તેવી ન હોય તો તે આજ્ઞા જ કેમ ગણાય? આજ્ઞા ન ગણાય તો તેનું પાલન શા સારૂ થવું જોઇએ? પાલન થાય તો પિતાના યે પિતા કે ગુરૂના યે ગુરૂ ઇશ્વરનો ગુન્હો જ થાય. વિના વાંકે પરીણિત

પત્નીનો ત્યાગ કરવો એ ઇશ્વરના દરબારમાં અન્યાય થયો જ ગણાય. પણ પરાધીન હતો. શું કરૂં? હવે હું સ્વતંત્ર છું; લીલા!

**લીલાઃ**—મારો ત્યાગ કર્યા છતાં પણ મારાપર દયા કરી તમે મારા સહોદરનો પ્રાણ ઉગાર્યો; એ તમારો મહદ્ ઉપકાર થયો છે. એ ઉપકારમાં તમારી આ રાંક અબળાજનત અખંડ દબાએલી રહેશે, ને તમારા એ પરગજુ સ્વભાવની સતત્ પૂજા કરશે. પણ નાથ! હવે મને ભૂલી જજો. તમને મારૂં મોં ફરી નહિ બતાવું. મારૂં સ્મરણ અંતઃકરણમાંથી તમે કહાડી નાખજો. હું પરણ્યા પછી તમારી થઈ હતી, તમારી જ છું ને તમારી જ રહીશ. પણ તમારા જ ભલા વાસ્તે, તે જોષીજી મહારાજની જન્મપત્રિકાનું ઉલંઘન કરી જન્મભરમાં એકવાર પણ મારા સંબંધમાં તમને કોઈ તરેહની શંકા આવે ને હું "અપશુકનીઆળ" તમારે ત્યાં છું, એવો ભ્રમ સરખો પ્રકટે તેવું હું નહિ કરૂં. તમને હું ચહાઉં છું, માટે જ હું તમને વિનવું છું, કે મને ભૂલી જજો; તમને હું ચહાઉં છું, માટે જ તમારાથી છેટે રહેવાની પ્રતિજ્ઞા કરૂં છું. કેમકે તેમાં જ તમારૂં મંગલ થવાનું ભવિષ્ય તમે સાંભળ્યું છે. તમારા કલ્યાણમાં તમારી આ સ્વામી સુખવંચિત લીલાનું કલ્યાણ સમાએલું છે, શોચસો ના. હું જાઉં છું."

લીલા ગઇ: લીલાના સંભાષણની શરૂઆતમાં જ છૂટતાં સૂસરાં તીરથી વિનાયક છેક વિંધાઈ ગયો હતો. તે પાષાણના પુતળા જેવો જડ બની ગયો હતો. કદાચ લીલાનું પૂરૂં સંભાષણ તેણે સાંભળ્યું પણ નહિ હોય.

લીલા ક્યારે જતી રહી, તેનું વિનાયકને અસૂરેથી ભાન થયું લીલા ચાલી ગઈ, એટલું જ તેણે જાણ્યું. ક્યાં ગઈ, તે વિનાયક શી રીતે જાણે! લીલા અન્ધકારમાં ભળી ગઈ.

---

## (૯)
## બેદીલ વિનાયક.

---

લીલા છેક બાળક અવસ્થામાં હતી ત્યારથી તે વિનાયકના સંસર્ગથી વંચિત થઈ હતી. ત્યાર પછી વિનાયકે બે વાર લગ્ન કર્યાં હતાં. ધિકતા અંગારની ભઠ્ઠીમાં તપેલા સુવર્ણના રંગ સરખી રાધા સાથે લગ્ન કરવાથી પણ વિનાયકને લીલાના સુમધુર સહવાસથી અને તેના સૌન્દર્યની પૂજાથી જે સુખ મળત, તે મળ્યું ન હતું, તેણે ફરી લગ્ન કર્યું અને તેના પિતાએ સુ-

વર્ષના ઢગલામાં પડેલા ચન્દ્ર જેવી કાન્તિમાન રમા સાથે વિનાયકને પરણાવ્યો પણ તેથી તે સંતુષ્ટ ન થયો. તેને લાગ્યું કે લીલા તે લીલા જ હતી, તેનો જોટો જગતમાં ન હતો.

પણ લીલા ક્યાં છે? રાધા અને રમાની મધ્યમાં સુખ વિલાસના ભોગ ભોગવતો વિનાયક તેના હૃદયને રોજ પૂછતો હતો કે લીલા ક્યાં છે! જેની એક બાજુ ગંગા ને બીજી બાજુ યમુના વહી રહી છે તેની મધ્યમાં નદીની વેણુ ભિતર ભગવાન જાણે લીલારૂપ સરસ્વતી ક્યાં સમાઈ ગઈ હશે!

લીલા ગઇ. "લીલા ગઈ" ની ભ્રમણામાં વિનાયક ઘેલોતૂર બની ગયો. શુધ્ધ બુધ્ધ ભૂલી ગયો. "હા સીતા!—હા સીતા!" કરતા રામ સીતાની શોધમાં નીકળ્યા હતા તેમ વિનાયક નદીનો રસ્તો ઘૂમી વળ્યો. લીલા ક્યાંથી જડે? "વૃક્ષને વળગેલી વેલી પેઠ તે લતા તો નહિ બની ગઈ હોય?" વિનાયક તેના મનને પૂછતો હતો, માઝમરાત એમને એમ વીતી. લીલાનો પત્તો ન લાગ્યો.

વિનાયક લવરીએ ચડયો હતો. "જેને શોધું છું તેનો પત્તો નથી. પત્તો મળ્યો હતો ત્યારે પ્રમાદમાં મેં તેની કદર ના બુઝી."

વિનાયકના હૃદયમાં લીલાનું શૂરાતન ને સૌન્દર્ય વસી ગયું હતું. કબસ્તાળા ખુલ્લા મેદાનમાં લીલાએ હિન્દુ લોકને દીધેલું પ્રોત્સાહન અને તેની સ્નેહસ્નિગ્ધ હૃદય લાગણીથી વિનાયક ભીનો થઈ ગયો હતો. મજનૂને મુખે જેમ અખંડ લયલાની નામાવળી ઘૂંટાતી હતી તેમ વિનાયકનું મૂખ લીલાના નામને ઝંખી રહ્યું.

પ્રાતઃકાળ થયો, તેની સાથે વિનાયકના હૃદયમાં પણ કંઇક નવીન આશાનું કિરણ પ્રવેશ્યું. લીલાના બન્ધુ રણજીતને સ્યામપુર જવાનું તેણે કરેલું સૂચન સાંભરી આવ્યું. વિનાયક બધાં દુઃખને હૃદયના એક ભાગમાં છુપાવી રાખી, તાબડતોબ શ્યામપુર જઇ પહોંચ્યો. ત્યાં જઇને તેણે જોયું, કે રણજીત તેના આવવાની વાટ જોતો હતો. રણજીતને વિનાયક મળ્યો. અને લાગલું જ પૂછ્યું:—"રણજીત, તમારાં બેન ક્યાં છે?" રણજીત ચકિત થયો, તેણે ઉત્તર આપ્યો "હું નથી જાણતો: એતો તમારી કને હતી ને?" વિનાયક ખેદ પામ્યો. તેણે થોડીવાર વિચાર કર્યો અને પછી રણજીતને ભલામણ કરી:—"તમે તેની તપાસમાં નીકળો. હું અહીં છું. જાતે સાહસ કરી સ્વયં સર્વ સ્થળે ન જતા. માણસો મારફત કામ લેજો. પત્તો મેળવ્યા વગર પાછા ન ફરતા. પૈસા ટકા જોઇએ તેટલા વેરજો."

રણજીતે ઘણી શોધ કરી. પણ લીલાનો પત્તો ન મળ્યો. વિનાયક ભગ્નાશ થયો.

---

## (૯)
## નવા રાજા, નવી પ્રજા.

---

મધુમતી નદિના સ્હામા કિનારે **શ્યામપુર** નામનું ગામ છે. તે વિનાયકની પિતૃભૂમિ અને સંપત્તિનું સ્થળ હતું. વિનાયકે હવે **શ્યામપુર**માં જ વસવાનું રાખ્યું. ભૂષણાનગરીમાં જે તોફાન થયું હતું તે વિનાયકનું જ કામ હતું. ભૂષણામાં વિનાયકના તાબામાં રહેનાર લોકો સારી સંખ્યામાં વસતા હતા. તે લોકોને મળીને વિનાયકે પ્રસંગ સાધી રમખાણ મચાવવાને વ્યૂહ રચ્યો હતો. જો સહી સલામત રણજિતનો છૂટકારો થાય તો હુલ્લડ કરવાનો તેનો વિચાર ન હતો. છતાં જે તોફાન થયાં તે વિનાયકને મન સમયોચિત હતાં. મુસલમાનોનો અત્યાચાર અને તેમની સત્તાની જોહુકમી એટલી બધી વધી ગઈ હતી, કે તેનું દમન થવું આવશ્યક હતું. શાસ્ત્રી ચન્દ્રધર ગુરૂનું મન પણ એજ નિર્ણય કરી રહ્યું હતું.

તોફાનોનો પ્રારંભ ચન્દ્રધરશાસ્ત્રીએ જ કર્યો હતો. તોફાન થયું એ વાત ઓછા મહત્ત્વની માનીએ તો પણ 'ફકીરના વધ' ની વાત નાની સૂની ન ગણાય. રાજ્ય મુસલમાનનું હતું અને એક હિન્દુને હાથે ફકીરનું મોત થાય એ ગુન્હો ગંભીરમાં ગંભીર ગણાય. આટલા વાસ્તે વિનાયકે હવે ભૂષણામાં વસવાનો વિચાર માંડી વાળ્યો. ભૂષણા નગરીની નોકરીને તેણે તિલાંજલી આપી. જે લોકો તોફાનમાં સામિલ હતા, તેમાંના ઘણા ફોજદાર સાહેબના ત્રાસજનક ભયથી ભડકીને વિનાયકની હુંફમાં શ્યામપુર જઇ ઘરબાર વસાવવા લાગ્યા. ભૂષણા નગરીમાંના વિનાયકના તાબાના હિન્દુ નોકર ચાકર માણસો પણ શ્યામપુરમાં જઇ ભરાયા. આમ આસ્તે આસ્તે શ્યામપુર ગામ ન્હાનકડી નગરી જેવું થવા લાગ્યું.

આવા વ્યાપારમાં વિનાયકે લીલાની લગની લગીર વિસારે પાડી. અને નગર નિર્માણ પ્રત્યે તેણે ચિત્ત પરોવ્યું. જ્યાં ઝાઝી વસતિનો વસવાટ થવા માંડે છે, ત્યાં ધંધાધારી અને ઉદ્યોગ હુન્નર વાળા વહેપારીઓ પણ આવી વસે છે. એ નિયમ પ્રમાણે ભૂષણા તેમજ બીજાં આસપાસનાં શહેરોમાંથી દુકાનદારો, કારીગરો, આડતીઆઓ વગેરેએ આવીને પેઢીઓ ખોલવા માંડી. વિનાયકે તેમને યોગ્ય જોગવાઇ કરી આપવામાં ઘટિત મદદ કરી. થોડા વખતમાં શ્યામપુર ગામ એક નવા નગરના રૂપમાં ફેરવાઇ ગયું. વિનાયકની એ પિતૃભૂમિ હોવાથી–તેના ભૂતપૂર્વ કુટુમ્બે તેને વાસ્તે અઢળક સંપતિ મૂકેલી હોવાથી નગર રચનાને અંગે ભરપટે નાણાંનો વ્યય તે

કરી શકયો. સ્થળે સ્થળે તેની ખ્યાતિ ફેલાવા લાગી. વાત વાયે વધી, રજ વાતની ગજ થઇ ક્રમે ક્રમે નામના વૃદ્ધિગત થતી ચાલી. એમ પણ ગવાવા લાગ્યું, કે વિનાયકે હિન્દુ રાજ્યધાની સંસ્થાપિત કરી છે. એ સાંભળીને, જેઓ મુસલમાનોના તાબા હેઠળ રહી અનેક પ્રકારનાં અંતરાયો વેઠી રહેતા હતા તે હિન્દુ લોકો ધર્મ રક્ષાને ખાતર "હિન્દુ રાજ્યધાની"માં શ્યામપુર વસવા ઠામઠામથી આવવા લાગ્યા. વિનાયકની આવકમાં અસાધારણ વધારો થવા માંડયો.

પણ વિનાયકે તે વખતના કાયદા પ્રમાણે 'રાજા'ની સત્તાવાર પદવી પ્રાપ્ત કરી ન હતી. તે પદવી ખુદ દિલ્હીનરેશ તરફથી મળતી હતી. પદવી મેળવવાને તેનું મન્થન ચાલતું હતું; પરંતુ જ્યાં સુધી રાજાની પદવી ન મળે ત્યાં સુધી રાજકર્તા તરીકે વિનાયક પંકાતો ન હતો. કેમકે તેમ થાય તો મુસલમાનો તેને વિદ્રોહી ઠરાવી તેનો નાશ કરવા તૈયાર થઇ જાય.

વિનાયકે અત્યાર સુધી રાજ્યદ્રોહનો ગુન્હો કર્યો ન હતો. રણજિતને બંધનમુક્ત કરાવવાને અંગે જે રમખાણ થયું હતું તેમાં પણ ખુલ્લી રીતે, બીજાની માફક હથિયાર લઈ મુસલમાનોની સામા થવાનો દોષ ફોજદારની નજરે વહોરાએલો ન હતો. ભૂષણામાં પ્રજા અને સત્તાધારીઓ તરફ તે એવી રીતે વર્ત્તન ચલાવતો હતો, કે સૌ તેના પ્રત્યે આદરમાન ધરાવતા હતા.

વિનાયક પદવીધર રાજા ન હતો એ ખરૂં; છતાં પોતાને મળતી અઢળક આવકમાંથી દિલ્હીનરેશને જાગિરના કર દાખલ રીતસરનો ફાળો મોકલી આપવાની રૂઢિ તેણે પસંદ કરી હતી. નિયમિત રીતે અકબ્બર બાદશાહના ખજાનામાં રીતસર કર મોકલાવતો રહેતો હતો અને અંધેર રાજ્યમાં તે વિષે ખાસ પડપૂછ થતી ન હતી.

મુસલમાનોના ચાહ જીતી લેવાની ખાતર વિનાયકે શ્યામપુરનું નામ બદલી મહમદપુર રાખ્યું. દિનપ્રતિદિન તેની દેખરેખ હેઠળની પ્રજાની આબાદાની વધવા માંડી અને એની સમૃદ્ધિના સમાચાર ભૂષણાનગરીના મુખ્ય નાયક, ફોજદાર તોરાબખાંને કાને પહોંચ્યા.

તોરાબખાંથી વિનાયકની વ્યવસ્થા ખમી શકાઈ નહિ. તેણે વિનાયકને હુકમ મોકલ્યો, કે "મહમ્મદપુરમાં ઘણા વિદ્રોહીઓ અને બદમાસ લોકો જઈ વસ્યા છે તે તમામને પકડી ફોજદાર સાહેબને હવાલે કરવા." વિનાયકે ઉત્તર મોકલ્યો, કે "ગુન્હેગારોની યાદી કરી મોકલવાથી, તેમને શોધી કહાડી હજુરને આધીન કરીશું." ફોજદારે રમખાણમાં સંડોવાએલાઓ પૈકી કેટલાકનાં નામની ટીપ કરીને વિનાયક ઉપર મોકલી પણ તે પહેલાં જ મહમ્મદપુરમાં

તેવા રહેવા આવેલાઓએ પોતાનાં નામ બદલી નાખ્યાં હતાં! વિનાયકે એક પણ નામવાળો આદમી નહિ મળવાનું લખાણ ફોજદારપર લખી મોકલ્યું.

આ પ્રમાણે લખાણુ વ્યવહાર ચાલવા માંડયો. ફોજદાર અને વિનાયક આપસ આપસમાં પોતપોતાના મનની વાત મનમાં સમજતા હતા. તોરાબખાં વિનાયકને દબાવી દેવા માટે સેનાનીઓ સજ્જ કરતો હતો. વિનાયક પણ નગર રક્ષા માટે ,તેની ચારે બાજુ જબ્બર કોટ, સૈનિકો આદિની ગોઠવણ કરી રહ્યો હતો.

વિનાયકના કાર્યમાં ત્રણ બહાદૂર સાથીત સામિલ થયા હતા. એક તો ગુરૂ ચન્દ્રધર શાસ્ત્રી હતા. બીજો ગુણવંતરાય કરીને હતો ને ત્રીજો રણજીત હતો. રણજીત વિનાયકના સહકાર્યમાં મહમ્મદપુરમાં જ હવે રહેવા લાગ્યો. તે વેળાએ ચાંદશાહ નામનો મુસલમાન ફકીર વિનાયકની સભામાં આવતો હતો. ફકીર વિદ્વાન, ત્યાગી અને હિન્દુ–મુસલમાનને સમભાવની નજરે જોનાર હતો. વિનાયકે ફકીરને પોતાની હકુમત તળે રાખ્યો. એ ફકીરની જ ભલામણ ઉપરથી વિનાયક હવે વીર વિનાયક નામથી મહમ્મદપુરમાં શાસનતંત્ર ચલાવવા લાગ્યો.

---

## (૧૦)
## રમા.

વિનાયકને જેમ ત્રણ સમર્થ પુરૂષોની કુમક હતી તેમ તેના જીવનના, પ્રગતિને પંથે વહેતા પ્રવાહમાં એક સાલ પણ હતું. તે સાલરૂપ તેની એક પત્ની, નામે રમા હતી.

રમા છેક નાની સ્ત્રી હતી. જળથી ધોએલા પુષ્પ જેવી તેની પ્રકૃતિ અતિ કોમળ હતી, તેને માટે તો જગત્‌માં જે કંઇ છે તે વિષમ અને કકરા પદાર્થ છે! તેને માટે સર્વસ્વ ભયપ્રદ છે. યુધ્ધની રાજનીતિ તો રમાને મન ભારે ભયની બાબત છે. વિનાયકનો સાહસિક ગુણ રમાને મન મહા જોખમવાળો લાગતો, ખાસ કરીને મુસલમાન બાદશાહ સામે લડાઇની બાખડી બાંધવી એતો છેક જ ત્રાસદાયક લાગતું.

એક રાત્રિએ રમાને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે દીઠું, કે મુસલમાનો યુધ્ધમાં ફતેહ મેળવીને વિનાયકને બાંધી રૂંધી લઇ ગયા. વિકરાળ કાળ જેવાં મુસલમાનોનાં મ્હોં જોઇ રમા જાણે મરણ તોલ થઇ ગઈ.

સ્વપ્ન સરકી ગયું અને રમાના જીવને જરા ધરા વળી. પણ સ્વપ્નની સ્મૃતિ તેના ચિતમાંથી જતી રહી નહિ. વીર વિનાયકને તેણે સ્વપ્નની વાત કહી સંભળાવી અને પગે લાગીને, લળી લળીને, કાલાવાલા કરીને, કરગરતે મુખડે રમાએ કહ્યું કે ફોજદાર સાહેબની માફી માગી આવો. પણ વિનાયક તેની સલાહ કેવળ હસવામાં જ કહાડે.

કારણ વગરની સોશણામાં રમાને ખાવાપીવા ઉપરથી પણ અભાવ થવા માંડયો. વિનાયક ઘણું સમજાવે, ને કહે, કે ફોજદારનાં આપણે ગુન્હેગાર નથી ને તેના ગુન્હામાં અવાય તેવું કરનાર નથી, પણ રમાને ગળે કશી વાત ઉતરેજ નહિ. શ્રાવણ મહિનાના શરવડા પેઠ વારેઘડીએ રમાની આંખમાંથી આંસુ નીગળ્યા કરે. વિનાયકને એવી સ્થિતિ કેમ પાલવે ? કંટાળીને તેણે રાધાની સાથે વધુ વખત રહેવાનું ઠરાવ્યું.

પણ તે વાત રમાને ગોઠતી આવી ના. રમાની માગણી એકજ હતી, કે ફોજદાર સાહેબની માફી માગી. મહમ્મદપુરની સઘળી સમૃદ્ધિ તેમને હવાલે કરી આપણે ખાસ્સું ગૃહસ્થ જીવન ગાળવું. રમાની બાળક બુદ્ધિ જોઇ ઘણીવાર વિનાયકને ત્રાસ ઉપજતો, પણ કરે શું ?

રમાએ જોયું, કે મહમ્મદપુર ભૂષણા કરતાં ચઢિયાતું થઈ ગયું છે, તેની આબાદી વધી ગઇ છે, તેની ચારે બાજુ કિલ્લો—જબરદસ્ત—કિલ્લો બંધાઇ ચૂકયો છે, બુરજપર તોપો ગોઠવાઈ ગઇ છે અને સેનાનીઓ શસ્ત્રો વડે સજ્જ થઇ ગયા છે, ત્યારે એકદમ રમાને તાવ ચડી આવ્યો. બીમારીમાં પણ પ્રભાતકાળે જ્યારે તે ઇષ્ટ દેવનું સ્મરણ પૂજન કરતી ત્યારે એજ વર માગતી, કે " મહમ્મદપુર ગમે તેના હાથમાં જતું રહે, અમે પરવશ બનીએ, પરવશ બનીને પણ ક્ષેમ કુશળ રહીએ—એવું કરો. "

પરિણામે રમા વિનાયકને માટે સાલરૂપ લાગવા માંડી. જ્યો જ્યો વિનાયક મનમાં ને મનમાં શોચતો હતો, કે " આ વેળા જો લીલા હત, તો જરૂર મંત્રીપદની ભીડ ભાગત " એકવેળા તેને બહુ અકળામણ આવી, ત્યારે રમાને મ્હોંડે તેનાથી કહેવાઈ પણ જવાયું, કે " દુર્ભાગ્યે લીલાને ત્યજી મેં રમાને કયાં મેળવી ? "

રમાને એથી લાગી આવ્યું. છણકો કરીને તેણે પણ કહી દીધું:— " શું કરવા નથી બોલાવતા ? બોલાવોને, કોણે બાંધી રાખ્યા છે તે. "

વિનાયકે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

રમા બીકણુ હતી, ઓછા અથવા કમ સંસ્કારવાળી હતી અને એજ તેના અપરાધોનું કારણ હતું. પણ રમા પતિપ્રેમપરાયણ હતી. પરન્તુ તે

પ્રેમ અન્ધશ્રદ્ધાળુની ગરજ સારનારો નીવડયો હતો. એક સાદા ગૃહસ્થને છાજે એવું જીવન જીવવાનું એટલા જ વાસ્તે તે પસંદ કરતી હતી, કે જીવનભરમાં કોઈ જાતનો તડકો વેઠવાનો વખત આવે નહિ. વિનાયક રમાના પ્રેમને પિછાણતો નહતો એમ નહીં. પ્રેમજ વિનાયકને ફોજદારની ચાકરી માગી આવવાનો આગ્રહ કરતો હતો. રમાનો પ્રેમજ વિનાયકનો વાંકો વાળ ન થાય ને કોઇ જાતની ધાસ્તી રહેવાનો સંભવ હોય તો તે ધાસ્તીનો સવેળા નિકાલ કરવાનું સૂચવતો હતો. વિનાયક એ બધું સમજતો હતો; પણ વિનાયક પ્રેમનો પૂજક હતો, પ્રેમનો ગુલામ ન હતો. નજીવી વાતમાં રીસાઇ જઇ રોવા માંડવું, કાર્યપ્રસંગે ઘડી વિલંબ થયો હોય તો રૂસણું માંડવું, પળવારનો વિયોગ ન સહન કરવો એવી જાતનો પ્રેમપ્રયોગ વિનાયકને ઉચ્ચ કોટિનો લાગતો ન હતો. તેને તેવી લાગણી રૂચતી પણ નહિ. એ સમજતો હતો કે એ પ્રકારની લાગણી શુદ્ધ દામ્પત્યપ્રેમની લાગણી હોઇ શકે નહિ. રમાના આવા સ્વભાવને લીધે વિનાયકનું હૃદય લીલા તરફ વધારે આકર્ષાયલું રહેવા લાગ્યું, પણ લીલાની તો હવે માનસિક પૂજાજ કરવાની હતી! તેના ગૃહજીવનમાં વિનાયકને દિલાસો ને આરામ દે એવું કોણ હતું?

વિનાયકની બીજી પત્નીનું નામ રાધા. રાધા છેક રમા જેવી ન હતી. તે મુસલમાનોથી ડરતી ન હતી. રાધાનો સ્વભાવ " આપ અપને કામમેં મશગુલ " જેવો હતો. વિનાયક સાહસિક છે, ને તે સાહસભર્યાં કામો કરે, તેમાં આપણને શી ચિન્તા, એમ રાધા મન વાળી સામાન્ય રીતે સ્વામીસેવા કરતી. બેશક, માતા જેવો પ્રેમ, કન્યા જેવી ભક્તિ અને દાસી સરખી સેવાનો વીર વિનાયકને રાધા તરફથી લાભ અને લ્હાવ મળી શકતો હતો. પણ સહધર્મચારિણી કોણ કહેવાય? જે તેની ઉચ્ચ અભિલાષાઓમાં સંવર્દ્ધન કરનારી, હૃદયની મહત્વાકાંક્ષાઓને પ્રોત્સાહન દેનારી, કઠિન કાર્યોમાં સંપૂર્ણ આશરો આપવા વાળી, દુઃખવેળા દિલાસો, શ્રમિતકાળે સુમધુર હૂંફ, વિલાસ ને વિપત્તિમાં સમભાગી થઇ શકે એવું સદ્‌પાત્ર હોય એજ સહધર્મચારિણી છે. રાધા વૈકુંઠની લક્ષ્મી છે. પણ સમરભોમમાં સિંહવાહિની નથી. એટલા વાસ્તે વિનાયકને શ્વાસોશ્વાસે લીલાની ખોટ ભાસવા લાગી. ભરસેનાનીઓ મધ્યે ખરી ક્ષાત્રકન્યા સરખું શૂરાતન અને બળપ્રેરક પ્રોત્સાહન દેનારી લીલાની સૂક્ષ્મ પ્રતિમા તેનાં પડળ વચ્ચે રમવા લાગી.

વિનાયક વીર પુરૂષ હતો. છતાં અત્યાર સુધી પ્રેમના રહસ્યમાં છેક બાળક હતો. તેણે સુહૃદનો સ્નેહ કૈંક અંશે અનુભવ્યો હશે. દંપતીપ્રેમનો

અનુભવ અણુદીઠ રીતે અને અતિ ઓછા સહવાસે લીલાએ કરાવ્યો. જે અનુભવ રમા અને રાધાના ચીર પરિચયથી થયો ન હતો તે અનુભવમાં વિનાયક તરબોળ થતો જણાયો.

---

## (૧૧)

## સંન્યાસિનીની સાથે.

"આ તો વૈતરણી નદી છે. તેને તરી પાર ઉતરવાથી શું બધો તાપ સમી જશે ?" રૂપાના રસની ધાર સરખા પ્રવાહથી વહી રહેલી વૈતરણી નદીના તટની રેતીપર બેઠેલી લીલા મનથી પોતાના હૃદયને આવો પ્રશ્ન પૂછતી હતી. તેની પાછળ બહુ દૂર સુધી નીલવર્ણના મેઘના કકડા જેવા નિલગિરિ પર્વતનાં શિખર દેખાતાં હતાં. * સામે નીલવર્ણી ધારવાળી, મંદમંદ ગતિએ ફેલાએલા વિશાળ રેતાળ પ્રદેશની મધ્યમાં નદી વહી રહી હતી. નદીના કિનારે કાળા પત્થરોથી બનાવેલી સીડીપર એક દેવીનું મંદિર હતું. મંદિરમાં સ્થાપિત થએલી દેવીની પ્રૌઢ પ્રતિમાનાં દર્શન પણ થતાં હતાં. દેવીપર ફુલ, ચંદન આદિ ચઢયાં હતાં. મૂર્તિ મહા મનોહર હતી. તેની પાછળ વિષ્ણુના મંડપનું શિખર. નીલગગનમંડળમાં ગાજી રહ્યું હતું. તેની સામે નીલપાષણના બનાવેલા ઊંચા સ્થંભપર ગરૂડજી જોવામાં આવતા હતા. ૧ બહુ આઘેના ભાગમાં ઉદયગિરિ અને લલિતગિરિ નામના પર્વતોનાં શ્યામ અને વિશાળ અંગ ફેલાઇ રહ્યાં હતાં. લીલાએ એ તમામ કુદરતનું એકવાર સારી પેઠ અવલોકન કર્યું અને તે બોલીઃ "પ્રભો ! અહીં તો વૈતરણી છે, તેને તરી પાર ઉતરવાથી શું મારા દિલની દાઝ હોલવાશે ?"

"અહીં એ વૈતરણી નથી જે યમરાજના દ્વારપર વૈતરણી છે, પ્રથમ ત્યાં જાવ, ત્યાં વૈતરણી નદીને પમાશે."

લીલાના મનની લાગણીનો કોઇએ પાછળથી ઉત્તર આપ્યો. લીલાએ પૂઠ ફેરવીને જોયું તો તેને જણાયું કે તે એક સંન્યાસિની હતી. લીલાએ

---

* બંગાળામાં આવેલા બાલેશ્વર જીલ્લાના ઉત્તર ભાગમાં કોઈ એક પર્વત છે. તેને, ત્યાંના લોકો નીલગિરિ પર્વતના નામથી ઓળખે છે. એજ પર્વત કંઈ કંઈ વૈતરણીના કિનારા પરથી દેખાય છે.

૧ આ ગરૂડસ્થંભ દેખાવમાં બહુ વિચિત્ર જણાય છે.

તેને પગે લાગીને પૂછ્યું:-"પોતે સંન્યાસિની છો? તો માજી! યમરાજનું આંગણું આ વૈતરણી નદીની આ પાર હશે કે પેલી તીરે? બતાવશો?"

સન્યાસિની હસી પડી અને બોલી:-"વૈતરણી તરીને પાર ઉતરવાથી યમરાજને આંગણે જઈ પહોંચાશે! વારૂ બ્હેન, તમે આમ કેમ પૂછો છો? શું આ પાર પણ યમરાજની યંત્રણા ભોગવી રહ્યાં છો?"

**લીલા:**-મને લાગે છે, કે યંત્રણા બન્ને કિનારે છે.

**સન્યાસિની:**-નહિ બ્હેન, બધી યંત્રણા ઇહલોકે જ છે. સામી બાજુ યંત્રણાની જે વાતો જગતમાં સંભળાય છે, ત્યાં અમલોક લઇ જઇએ છીએ.

આ જન્મમાં કરેલાં પાપોની ગાંસડી બાંધી અમે લોકો વૈતરણીની સામી તીરે વગર હરકતે લઇ જઇએ છીએ. છેવટ યમરાજને ત્યાં પહોંચી એ ગાંસડીને છોડીએ છીએ અને ધીરે ધીરે ફરી એ પાપોનું ફળ એકલાંજ ભોગવીએ છીએ.

**લીલા:**—તો માજી! મારી ગાંસડીને આ પાર રહેવા દેવાનો કાંઈ ઇલાજ છે? હોય તો મને બતાવો. હું શીઘ્ર તેને અહીં મૂકી સાંમી પાર ઉતરી જાઉં. વિલંબ કરવાનુ કશું કારણ નથી.

**સંન્યાસિની:**— એટલી બધી ઉતાવળ શું કરવા કરો છો, બ્હેન! વખત આવે બધું થશે.

**લીલા:**-વખત આવતાં, વખતની વાટ જોતાં જોતાં કંઈ કંઇ થઇ જશે.

**સંન્યાસિની**ના જીવનમાં તોફાનનો કાળ આવ્યો હતો. તેની ઉમર બહુ ઓછી છે. **સંન્યાસિની**એ લીલાને નિર્દોષભાવે પૂછ્યું:—"ભવિષ્યનો ભય લાગે છે, બ્હેન! તારા નાવનો નાવિક નથી શું?"

**લીલા:**—નાવિક તો છે, પણ તેમની નાવમાં નથી બેસી શકતી. તેમની નાવ નાપાક કરાય?

**સંન્યાસિની:**—નાવિકને શોધતી શોધતી અહીં લગણ આવી પહોંચી છું?

**લીલા:**—નહિ; કોઈ જૂદા જ નાવિકની ખોજમાં છું. સાંભળ્યું છે, કે પુરીમાં જે વિરાજમાન છે તે જ પાર ઉતારવાવાળો છે.

**સંન્યાસિની:**—તે હું યે એવા નાવિકની શોધમાં ફરૂં છું. ચાલો બેઉ જણ. પણ આજ તમે એકલાં શાથી! તે દિવસે સુવર્ણરેખાની તીરે જ્યારે તમને મેં દીઠાં'તાં ત્યારે તમારી સાથે બહુ આદમી હતા. આજ તમે એકલાં શાથી?

**લીલા:**—મારે કોઈ નથી ને ગણું તો ઘણાંય છે; પણ મારી મેળે બધાં

ને સજી દીધાં છે. હું જાત્રાળુસંગની અંદર ભળી જઇને જગન્નાથપુરી જઇ રહી હતી; પણ જે સંગની સાથે હું જતી હતી તેમાંથી કોઇની નજર બગડી હોય એમ લાગવાથી સંઘને છોડી તેમનાથી હું છૂટી પડી ગઈ.

**સંન્યાસિની**:—ને હવે ?

**લીલા**:—હવે વૈતરણીને કાંઠે આવીને વિચાર કરૂં છું કે તેને તરીને બે વાર પાર ઉતરવાનું કામ નથી. એકજ વાર પાર ઉતરવું મુનાસબ છે. જળ પણ ભરપટ્ટ છે.

**સંન્યાસિની**:—ધીરાં થાવ બ્હેન; ઉતાવળાં ન બનો. તમારા એવા નિર્ણય વિષે આપણે સાથે મળીને, એકાદ બે દિવસ સુધી શાંત એકાંતે ને સ્થિર ચિત્તે વિચાર કરવો જોઈએ. પછી જે નિશ્ચય થાય તે પ્રમાણે વર્તવું. કાંઈ વૈતરણી તમારા ભયથી નાસી જવાની નથી. મારી સાથે ચાલશો ?

ઉંડા વિચારને અંતે લીલા સંન્યાસિની સાથે જવા તૈયાર થઇ. લીલાનો જીવ ભૂખના દુઃખથી પડીકે બંધાયો હતો. તેણે સંન્યાસિનીને ધીરેથી પૂછ્યું:—"તમે તમારૂં ગુજરાન શી રીતે ચલાવો છો—માજી !

**સંન્યાસિની**:—ભીક્ષા માગીને.

**લીલા**:—હું તો ભીક્ષા નહિ માગી શકું. તે કરતાં તો આ વૈતરણીમાં પડવાવાળો રસ્તો મને સતર લાગે છે.

**સંન્યાસિની**:—પણ તમારે ભીક્ષા માગવા નહિ જવું પડે; તમારી વતી પણ હું જ "ભીક્ષાંદેહી" કરવાની.

**લીલા**:—"ભીક્ષાંદેહિ !" કેવો શબ્દ! માજી! તમારૂં લાવણ્ય, સૌન્દર્ય, તમારી મારા કરતાં યે ન્હાની વય! તમારે "ભીક્ષાંદેહિ"! આ શી અવસ્થા!

હકીકત ખરી હતી. સંન્યાસિની બહુ ફૂટડી હતી. લીલા કરતાં યે વધારે સુકોમળ, નાજુક અને રૂપાળી હતી. તે રૂપ છૂપાવવા તેણે આખા અંગે ભભુતિ ચોળી હતી. પણ ભભૂતિને લીધે તે ભિન્ન દશામાં આવેલી જણાતી હતી. સ્વચ્છ કરેલી ચીમનીની અંદરનો દીપકપ્રકાશ જેમ અતિ પ્રકાશમાન બને છે, તેમ સંન્યાસિનીના સ્વરૂપની સુંદરતા તેના અંગપરની ભભૂતિથી ઓર મનોહર લાગતી હતી. લીલાની શંકાનો ગર્ભીત ઉત્તર આપતાં એવી લલિતકાન્તિયુક્ત સંન્યાસિનીએ કહ્યું, કે "હું સંસારત્યાગી ઉદાસિન વ્રતયોગિની છું. મને કોઇ વાતનો ડર નથી રહ્યો. નિરંતર ધર્મ મારૂં સંરક્ષણ કરે છે."

**લીલા**:-વાહ, એતો ખરૂં, પણ માજી! તમે તો સંન્યાસિની બનીને નિર્ભય થઈ ગયાં પણ ગો પાછળ વછેરાની પેઠે તમારી પાછળ પાછળ હું

કેવી રીતે ફર્યા કરીશ ? આ વત્સને આપનું ઓળખાણ કરાવશો ? તમારો રંગ પૂર મને લાગશે ?

**સંન્યાસિની:**–વાહ ! તમે પણ મારા સ્વરૂપમાં આવી શકો. કહીને સંન્યાસિની હસી પડી. ઉઘડેલા અધરોષ્ટથી હસતી વેળા તેના વિજળીથી પ્રકાશિત મેઘવાળા આકાશની માફક ભસ્મથી ઢંકાએલા રૂપની મનોહર કાન્તિ દેદીપ્યમાન થઇ.

**લીલા:**–સંન્યાસિની થવાને હું કોણ માત્ર ! પાત્ર છું ?

**સંન્યાસિની:**–હું સંન્યાસિની થવાનું નથી કહેતી. જ્યારે તમે તમામ ત્યજી દીધું છે–અને એમ કરવાથી મનોવિકાર થવાનાં સઘળાં કારણો મટી જાય છે, તો પછી સંન્યાસિની થવામાં શો વાંધો ? પણ હમણાં એ વાતની જરૂર નથી. હું આ વખતે એ વિષે કંઇ જ કહેતી નથી. હમણાં તો માત્ર તમે તમારો એવો વેશ રાખો કે જેથી મૂળ સ્વરૂપ કોઇને માલમ ન પડે.

**લીલા:**–શિરમૂડન કરાવવું પડશે ? હું તો સધવા છું !

**સંન્યાસિની:**–તમે જુઓ છો કે મેં તેમ નથી કર્યું. શિરના વાળમાં મેં કદી તેલ નથી નાખ્યું. તેથી વખત વિતતાં લટીઆં જટા જેવાં બની ગયાં છે. તેમાં હવે રાખ ભરવામાં આવે છે.

**લીલા:**–તમારા વાળની લટો અવ્યવસ્થિત બની ગઇ છે. ફરી એક વાર તેમાં તેલ નાખી, માથું ચોળી ફરીથી સાફ કરીને બાંધવાનું મને મન થાય છે.

**સંન્યાસિની:**–ભોળી !

ત્યાર પછી લીલાએ ભગવાં વસ્ત્ર, રૂદ્રાક્ષની માળા, ભસ્મ, વગેરે સંન્યાસિનીની ઝોળીમાંથી લીધું અને બન્ને આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં એક ઘટાદાર વૃક્ષ આવ્યું. તેની છાંયતળે સંન્યાસિનીએ લીલાને પોતાના જેવા સ્વરૂપમાં આણી દીધી. લીલા સંન્યાસિનીનું રૂપાંતર પામી. લીલાના શિરકેશમાં ભસ્મ ભળી, અંગપર ભગવાં વસ્ત્ર ચડયાં, ગળે અને હાથપર રૂદ્રાક્ષની માળા આરોપાઇ. શરીરે ભસ્મ ચોળાઇ. લલાટે ચંદનનું ત્રિપુંડ થયું. અને વાહ; ત્રણભુવનમાં વિજયની ઇચ્છા કરતા કામદેવની પેઠે, પછી એ બન્ને દેવાંગનાઓ ત્યાંથી ભ્રમણ કરતી કરતી વેનરણીની પાર ઉતરી એક દેવમંદિરના અંગની ધર્મશાળામાં જઇ પહોંચી અને એ રાત તેમણે ત્યાં જ ગાળી.

## (૧૨)
## ગુફા તરફ.

બીજે દિવસે પ્રાતઃકાળે લીલાએ અને સંન્યાસિનીએ પોતાના નિત્યકર્મથી પરવારીને ખરસ્રોતા નામની નદીમાં સ્નાન કર્યું. ત્યાર પછી ભસ્મ અને રૂદ્રાક્ષથી સુશોભિત હોઇ બન્ને જણુ ઝળહળતી દીપકજ્યોતિ પેઠે જગન્નાથ પુરીના પંથને પ્રકાશિત કરતાં આગળ ચાલ્યાં. વાટમાં વસેલાં ન્હાનાં ન્હાનાં ગામોના લોકો, એ રસ્તે થઇને ઘણા જાત્રાળુઓને જગન્નાથપુરી જતા જોતા હતા પણ આજ આ બન્ને દેવાંગનાઓને દેખીને તેમને જેટલું આશ્ચર્ય લાગ્યું એટલું કદી લાગ્યું ન હતું. કોઇ કહેતું, કે "એતો બેઉ દેવકન્યાઓ સાધુ વેશે જગન્નાથપુરી તરફ પ્રયાણ કરી રહી છે." કોઇ એમ કહેતું, કે "સાક્ષાત દેવીઓ જ દુનિયા પર ઉતરી છે." કોઇ કોઇ આવીને બન્ને જણુને નમનવંદન કરી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. કોઇ કોઇ લીલા અને સંન્યાસિનીની સમક્ષ આવી, પાયે લાગી, ધનદોલત આદિનાં વરદાન યાચવા લાગ્યા. એક પંડિત મહારાજે એ લોકોને રોકીને એમ પણ કહ્યું, કે "કશું બોલો મા; એમ ભાસે છે કે એ બન્ને જણુ તો રૂકિમણિ અને સત્યભામાનો અવતાર છે અને માનવશરીર ધારણ કરીને તે પૂજ્યાઓ સ્વામીનાં દર્શને જાય છે." કેટલાકે શંકા કરી, કે રૂકિમણિ અને સત્યભામા તો જગન્નાથપુરીમાં મોજુદ છે; તેમને અહીં થઇને જવાનો સંભવ નથી. એમ લાગે છે કે એ બેઉ રાધિકા અને ચંદ્રાવલિ છે અને તેઓ ગોપ કન્યા હોવાથી પગપાળાં ચાલે છે. આ વાત લોકોને ગળે ઉતરી.

આ તરફ લોકોએ માની લીધેલી 'રાધિકા' અને 'ચંદ્રાવલિ' ઇચ્છિત વાતચિત કરતાં કરતાં રસ્તો વટાવતી હતી. સંન્યાસિનીની આગળ પાછળનું કોઇ ન હતું. તે ત્યાગિની છે. લાંબી મુદતથી તેનું કોઇ સંસારસગું રહ્યું નથી. આજ એક બરાબર ઉમર લાયક ત્યાગિની—લીલા—ને મળવાથી તેનું ચિત્ત અતિ પ્રફુલ્લિત થયું છે. હજુ પણ સંન્યાસિનીનું જીવન શુષ્ક થઈ ગયું ન હતું પણ લીલાનું જીવન નિરસ થયું હતું. લીલાએ હવે જાણ્યું હતું કે દુઃખ એ શી વસ્તુ છે. સંન્યાસિની વિરક્ત છે. તેને દુઃખ નથી, ભય નથી, શોક નથી, હર્ષ નથી. ઉભય વચ્ચે થતી વાતચિતનો શેષ ભાગ નીચે પ્રમાણે હતોઃ

**સંન્યાસિનીઃ**—તમે કહ્યું તું, કે મારે વર છે અને તમે ઘર સંસારમાં રહી ગૃહિણી જીવન ગાળવાનું પણ ઇચ્છો છો. તેવી દશામાં તમે ઘરબાર ને

સંસાર શાથી છોડયો, એ પણ હું તમને પૂછતી નથી; કેમકે તમારા ઘરબારની કથની સાંભળીને હું શું કરી શકવાની હતી? હું તમને કેવળ એટલું પૂછું છું, કે કદી ઘર તરફ પાછા ફરવાની અભિરૂચિ તમને ફરી થાય ખરી?

**લીલાઃ**—તમને હસ્તરેખા જોતાં આવડે છે?

**સંન્યાસિનીઃ**—ના; હાથ બતાવીને તમારે શું જાણવું છે?

**લીલાઃ**—કશું નહિ; હાથ બતાવીને મારે તમારી એક વાતમાં સલાહ લેવી હતી.

**સંન્યાસિનીઃ**—હું તો હાથ નથી જોઇ શકતી. પણ તમને એક એવા પુરૂષ પાસે હું લઇ જાઉં, જે હાથ જોવાની બધી બાબતોના સારી રીતે અનુભવી છે.

**લીલાઃ**—તે કયાં હશે?

**સંન્યાસિનીઃ**—લલિતગિરિ પર્વતની અંદર આવેલી 'હસ્તી' નામની ગુફામાં એક યોગી નિવાસ કરે છે. હું તેમના વિષે તમને કહેતી હતી.

**લીલાઃ**—તે પર્વત ક્યાં આવ્યો?

**સંન્યાસિનીઃ**—બરાબર ચાલીએ તો આજ સાંજ સુધીમાં ત્યાં પહોંચી જવાય.

**લીલાઃ**—ચાલવા માંડો ત્યારે.

બન્ને જણે પગ જોરમાં ઉપાડયા. જો એ વેળા કોઇ જ્યોતિષી એમને દેખત તો એમ જ કહત, કે આજ બૃહસ્પતિ અને શુક્ર બન્ને ગ્રહે એક સાથે મળીને ગતિ કરી રહ્યા છે!

---

## (૧૩)
## અમંગલ ચિહ્ન.

સંન્યાસિનીની સાથે લીલાએ લલિતગિરિ ભણી જવા માંડયું. ચાલતાં ચાલતાં લીલાએ કુદરતની અપૂર્વ લીલાનું યથાશક્તિ અવલોકન કરવા માંડયું. લીલાએ જોયું, કે એક કિનારે ઉદયગિરિ અને તેની સામેના કાંઠે લલિતગિરિ પર્વત છે. વચ્ચે નિર્મળ જળયુક્ત વિરૂપા નદી તેના નીલજળના જબ્બર પ્રવાહ વડે સમુદ્રને પંથે વહી રહી છે. ગગનચુમ્બિત પર્વતોના શિખરપર ચઢીને જોવાથી હજારો તાડનાં ઝાડ અને લીલોતરી તથા ધાન્યથી ભરેલાં ખેતરો વાળી ધરતી નવરંગથી મનોહર અને રળિયામણી લાગતી હતી. જેમ બાળક જનનીની

ગોદમાં રહી, જનનીના સર્વાંગને સૌન્દર્યપૂર્ણ અનુભવે છે તેમ મનુષ્ય પ્રસ્તુત પર્વતોનાં શિખરોપર ચઢીને ધરતી માતાના સૌન્દર્યનાં દર્શન કરી શકતા.

ઉદયગિરિ વૃક્ષસમૂહથી પરિપૂર્ણ છે; પણ લીલાએ જોયું, કે લલિતગિરિ બીલકુલ વૃક્ષો રહિત હતો. સંન્યાસિનીને પૂછવાથી લીલાએ જાણ્યું, કે એક કાળે લલિતગિરિનું શિખર અને તેની આસપાસનો ભાગ અનેકવિધ કોતર કામથી અને બૌધ્ધમંદિરોથી અલંકૃત હતો. કાળના વહેવા સાથે તેમાંનાં ઘણાં ચિન્હો ભૂસાઇ ગયાં. હવે કોઇ કોઇ સ્થળે ચંદનનાં વૃક્ષો, માટીનાં પડને વળગી રહેલા ભાગ્યાતૂટયા પત્થરો, મનને મોહિત કરતી કોતરાએલી મૂર્તિઓ વગેરે રડયુંખડયું રહ્યું હતું. જે મૂર્તિઓ લીલાએ ત્યાં પડેલી દીઠી, તે મૂર્તિઓ જોઇને તેને લાગલોજ વિચાર થયો, કે જો એમાંથી થોડી ઘણી મૂર્તિઓ કલકત્તાના કોઈ ભવ્ય મહેલમાં હોત તો તેની કદર અને કિમ્મત અઢળક અંકાત. અહીં નિર્જન વનમાં, વનમાં ખીલેલાં પુષ્પો જનસમૂહને ખુશબો દીધા વગર જ કરમાઇ જાય તેમ આ મૂર્તિઓ માટી ભેગી મળી જશે. છતાં, પ્રાચીન કોતરકામ અને ઉમદા કારિગરી જોઇ લીલાને એમ લાગ્યું, કે પોતે હિન્દુ કુલમાં અવતરી છે એ તેનું અહોભાગ્ય છે.

આમ સ્વદેશ માટે ગૌરવ ધરાવતી લીલા સંન્યાસિનીની સાથે લલિતગિરિના મૂળમાં, વિરૂપાને કાંઠે મળેલા પર્વતોની હારની અંદર ગુફા હતી તેની લગભગ આવી પહોંચી. એ ગુફામાં ગંગાધર નામના મહાત્મા નિવાસ કરતા હતા. સંન્યાસિની અને લીલા જ્યારે ત્યાં આવી પહોંચ્યાં ત્યારે ગંગાધરજી ધ્યાનનિમગ્ન હતા; તેથી બન્ને જણ બોલ્યા ચાલ્યા વગર તે રાત તો ગુફાની બહાર જ પડી રહ્યાં.

પ્રાતઃકાળે સ્વામીજી ધ્યાનમુક્ત થયા અને વિરૂપા નદીમાં જઇ તેમણે સ્નાનાદિ ષટ્કર્મ કર્યું. ત્યાર પછી જ્યારે તેઓ ગુફામાં પાછા ગયા ત્યારે સંન્યાસિનીએ સ્વામીજીને વંદન કર્યાં અને તેમની ચરણરજ પોતાને શિર ચડાવી. લીલાએ પણ સંન્યાસિનીની પેઠે કર્યું.

ગંગાધર સ્વામીએ આ વખતે લીલાની ફને કશી વાતચિત ના કરી. તેમણે માત્ર સંન્યાસિની સાથે વાતચિત કરી. તેમની વચ્ચેનો વાર્તાલાપ સંસ્કૃતમાં થયો હતો. તેથી લીલાથી કંઇ સમજાયું નહીં. વાચકોને વાસ્તે તેનો ગુજરાતી તરજુમો નીચે આપ્યો છેઃ—

**સ્વામીઃ**—સામેની સ્ત્રી કોણ છે?

**સંન્યાસિનીઃ**—રાહગિર છે.

**સ્વામીઃ**—અહીં કેમ આવવું પડયું?

સંન્યાસિની:–દુઃખી છે, તેને ભવિષ્ય જાણવાની તીવ્ર જીજ્ઞાસા છે. તે આપને હાથ બતાવવા આવી છે. તેના પર કૃપા કરશો. ધર્મનો આદેશ દેશો.

સંન્યાસિનીની સંજ્ઞા થતાં લીલા સ્વામીની નજીક આવી, પુનઃ પ્રણામ કરીને નીચે બેઠી. સ્વામીએ તેના મ્હોં સામું જોઇ, લીલા સમજી શકે એવી ભાષામાં તેને કહ્યું:

"તમારી રાશિ "મેષ" છે. લીલા અવાક્ રહી.

"તમારો પુષ્ય નક્ષત્રમાં સ્થિત ચંદ્રના વખતે જન્મ થયો છે."

લીલા સાંભળી જ રહી.

"ગુફાની બહાર આવો, હસ્તરેષા જોઉં." બધાં ગુફાની બહાર આવ્યાં. સ્વામીએ લીલાના હાથની બધી રેખાઓ જોઇ. ભોજપત્ર લઇને તેમાં તેની જન્મસાલ, વાર, તિથિ, દંડ, ફલ, આદિ તમામ નિયત કર્યું, છેવટ જન્મ-કુંડળી બનાવી ને તેને ગુફામાં રાખવામાં આવી. પછી તાડપત્રપર લખેલી એક પુરાણી પોથી સ્વામીએ બહાર કહાડી. પોથીમાં જોઇને તેમણે કુંડળીની અંદરના ગ્રહો આદિ તપાસ્યા. ત્યાર પછી લીલાને કહ્યું:

"તારા લગ્નક્ષેત્રકાળમાં સ્થિતપૂર્ણચન્દ્ર છે અને સાતમો બુધ, બૃહસ્પતિ તથા શુક્ર ત્રણ શુભ ગ્રહો પડેલા છે; તું સંન્યાસીની શું કરવા થાછ, દીકરા! તારે તો રાણી થવું જોઈએ."

લીલા:–સાંભળ્યું છે, કે મારા સ્વામી રાજા થઈ ગયા છે; પણ હેમને રાજા તરીકે નથી દીઠા.

સ્વામી:–ખરૂં છે; તારાથી તેવું નહીં જોવાય. આ સાતમો બૃહસ્પતિ નીચા સ્થાનપર છે. આ શુભ ગ્રહ પણ પાપગ્રહના સ્થાનકે આવીને માઠાં ફળ આપવાવાળા નિવડયા છે. તારા નસીબમાં રાજ્યભોગ નથી લખેલા.

થોડી વાર લીલા મૂગી જ રહી. તે કશું બોલી શકી ના. છેવટ મન ઉપર કાબુ મેળવીને તેણે પૂછ્યું:–"કાંઇ વિશેષ દુર્ભાગ્ય લખ્યું છે?"

સ્વામી:–ચંદ્રમા શનિના ત્રીસ અંશગતપર છે.

લીલા:–તેથી શું થાય?

સ્વામી:–તે નિમિત્તે વ્હાલાંનો વધ......

વાયુના તોફાનથી પીપળનાં પાન ફફડે તેમ લીલાનું આખું અંગ કંપી ઉઠયું. સ્વામીએ તેને આશ્વાસન આપ્યું અને હજુ ખમીર ખમીને પૂરી હકીકત સાંભળવાની આજ્ઞા કરી. લીલા પાછી સાવધ થઇ, ત્યારે સ્વામીજીએ કહ્યું, કે "તારા ભાગ્યમાં એક મહા પુણ્યનું કામ થવાનું સરજાએલું છે.

પણ હજુ તે સમયની વાર છે: કયારે સમય આવશે તે બરાબર જોવા વાસ્તે મારે વધુ વખત વિતાવવો પડશે. હમણાં તમે જગન્નાથપુરીની જાત્રાએ જતાં હો તો જાવ, આવતે વર્ષે આ જ મુદતે મને અહીં મળજો: બન્ને જણ આવજો ”

ગુફાનાં દ્વાર વસાયાં. સંન્યાસિની અને લીલાએ જગન્નાથપુરીનો રસ્તો લીધો.

---

## (૧૪)
## લીલાનું શિયળ.

---

બન્ને કુલ યોગિનીઓ ઉડીસાનગરીના રાજમાર્ગને પ્રકાશિત કરતી જગન્નાથપુરી તરફ રવાને થઈ. ચાલતાંચાલતાં સંન્યાસિનીએ લીલાને કહ્યું:

“ બેન, તમને હું હવે બ્હેન કહીને જ બોલાવીશ. આપણે બન્ને સમવયસ્ક છીએ. તમે મને હવે “ માજી ” ન કહેશો.

“ એ વાત તો પૂછવાની હું ભૂલી ગઈ; કહો, આટલી ન્હાની ઉમરે તમે સંન્યાસની દિક્ષા શાથી લીધી છે? મારી પેઠ તમને પણ સંસારનો કડવો અનુભવ તો નથી થયો ! ”

“ એ વાત છેડવામાં કશો માલ નથી· જીજ્ઞાસા થતી હશે તો વળી પ્રસંગ પરત્વે કહીશ, ને તમારા અંતરની દાઝ પણ હું જાણીશ. બ્હેન, પણ હમણાં જવા દો એ કરમકથા. વારૂ; હજુ આપણે એકબીજાનાં નામ સરખાં નથી જાણ્યાં; તમને શું કહીને બોલાવું ? ”

“ મારૂં નામ લીલા છે. તમને શું કહીને બોલાવું ?

“ મારૂં નામ બહુ અટપટું છે. તમે મને ગંગા કહીને બોલાવજો. વારૂ; લીલા બ્હેન ! સ્વામીજીએ જે કહ્યું તે બધું ધ્યાનપૂર્વક સાંભળ્યુંકની ? મને લાગે છે કે હવે તમને તમારે ઘેર જવાની મરજી નહિ થાય. તો હવે જીવન શી રીતે નિર્ગમન કરાવાનું ઠરાવ્યું છે ? કાંઈ નક્કી વિચાર કર્યો છે ? ”

“ ના; નથી કર્યો પણ આટલી ઉમ્મર તો જતી રહી છે. ”

“ કેવી રીતની ઉમ્મર ગુજરી છે ? ”

“ મહા દુ:ખમાં. મને લાગે છે, જગતમાં એવા દુ:ખનો જોટો નહિ હોય. ”

“ દુ:ખનિવારણનો ઇલાજ નથી, એમ નહિ. ”

“ શું કરવું ? ”

" આવડું મોટું જગત્ છે, કંઈ પણ નહિ સુઝે ? "

" શું, પાપ ? "

" નહિ, પુણ્ય. "

" સ્ત્રીઓને વાસ્તે પુણ્ય કેવળ પતિ જ છે. પતિની સેવા કરવી જોઇએ. જ્યારથી તેમને ત્યજી દીધા ત્યારથી મારે પુણ્યનાં કમાડ વસાએલાં છે."

" પતિના યે પતિ હોય છે. "

" એ પતિના પતિ હશે; મારા પતિ તો એક જ છે કની ? મારા પતિ એજ મારા છે. બીજા કોઇ સ્વામી મારા ન હોઇ શકે. "

" જે તમારા સ્વામીના એ સ્વામી છે, તે તમારા પણ સ્વામી ગણાય. શાથી કે તે ઘટઘટ વ્યાપક છે. ":

" સ્વામીથી છંડાએલી હું, ઇશ્વરને જાણી શકી નથી. મેં મારા નાથને ઓળખ્યા છે, એજ મારા જીવન સ્વામી. "

" ઇશ્વરને ઓળખશો ? એને જાણવાથી બધી યંત્રણાથી મુક્ત થવાશે. "

" નહિ; સ્વામીને છોડીને હું ઇશ્વરને ઓળખવાની નથી. મેં મારા નાથને ત્યજ્યા છે, તેનું મને જે દુઃખ છે, તે દુઃખ પ્રભુને પામતાં પણ નહિ મટે. "

" જો એટલો બધો પ્રેમ હતો, તો તેમને શું કરવા ત્યજી દીધા ? "

" તેમના ભલાની જ ખાતર. કુંડલીનું ફળ સ્વામીજીએ કહ્યું તે સાંભળ્યુ કની ? એ ફળ મારા જ સ્વામી કનેથી મેં અગાઉ સાંભળ્યું હતું ? "

" તમારા સ્વામી પર એટલો બધો અનુરાગ થયો શી રીતે ? બહુ સહવાસમાં તો તમે અવ્યાં નથી ! "

" તમે ઇશ્વર પર આવડો બધો પ્રેમ રાખો છો, કહો; તેમના સહવાસમાં તમે ક્યારે આવ્યાં છો ? "

" ઇશ્વરને હું અખંડ મારા અંતઃકરણમાં પધરાવી રાખું છું. "

" જે દિવસથી બચપણમાં તેમણે મને ત્યજી દીધી હતી ત્યારથી રાત દિવસ હું તેમને મારા હૃદયમાં પધરાવેલા રાખી રહી છું. "

આવો સજડ જવાબ સાંભળીને ગંગાનાં પુલકે પુલકે, વીણાના તારના ઝણઝણાટ જેવો ઝણઝણાટ થઇ ગયો. **લીલાએ** તેની વાત કહેવાનું ચાલુ રાખ્યું:—

"મેં મારા અંતઃકરણને કંચન જેટલું નિર્મળ રાખ્યું છે. તે નિર્મળ

અંતઃકરણ મારા નાથની સૂક્ષ્મ પ્રતિમાનું અખંડ માનસિક પૂજન કરે છે. પ્રભાતમાં ઉઠતાં, પ્રત્યેક પગલું ભરતાં અને રાતે પથારીમાં સૂઇ જતી વખતે આંખો મીચતાં તેમનાં હું દર્શન કરૂં છું. તેમનું પૂજન કરૂં છું. તેમનું સ્મરણ છાતીને પ્રત્યેક ધબકારે સ્વાભાવિક રીતેજ થયાં કરે છે. ચંદન ઘસીને કુદરતની કોઇ સારામાં સારી લતા કે સુન્દરમાં સુન્દર વૃક્ષપર તેનું અર્ચન કરતાં, મારા હૃદયમાં મારા નાથની પ્રતિમા રમી રહે છે, તે લતા કે તે વૃક્ષને ભૂલી જાઉં છું ને તેમનું પૂજન જ જાણે કરતી હોઉં એવો મને અનુભવ થાય છે. વાયુથી વેરાએલાં તાજાં ફુલની માળા ગૂંથવા માટે મને એટલા વાસ્તે ઉત્સાહ થાય છે, કે જાણે હું તેમના જ કંઠમાં આરોપવા વાસ્તે તે માળા ગૂંથતી હોઉં! દેવને તે માળા પધરાવતી વખતે પણ જાણે સાક્ષાત સ્વામીના જ કંઠમાં પધરાવતી હોઉં તેવું મને સમજાય છે. સુકો લીલો મેવો સુધારીને તેને નદીમાં પધરાવતાં મને એમ જ થઇ જાય છે કે જાણે મારા નાથને જ તે ધરાવું છું. મંદિરમા દેવનાં દર્શને જાઉં છું તો તે દેવની અંદર મારા નાથનાંજ દર્શન થઇ જાય છે. મારા નાથપર મને આટલો બધો ભાવ છે. છતાં હું તેમને છોડીને ચાલી આવી છું, તે મારી ખાતર તેમનું અમંગલ ન થાય તેટલા જ વાસ્તે. મને તેમણે ઘણું એ કહ્યું, પણ હું ચાલી આવી. જંગાબ્હેન, આવી મારી કથા છે" લીલા વધારે ના બોલી શકી. તેનો કંઠ રૂંધાયો. તેની આંખમાંથી આંસુ નિતર્યાં. જોઇને જંગાની આંખો પણ જળભીની થઇ.

'એવી સંન્યાસિની શું ખરી સન્યાસિની હશે ?

---

## (૧૫)
## વિનાયકની નગરીમાં વિખવાદ.

---

લીલાની શોધમાં વીર વિનાયકે ઘણો કાળ ગાળ્યો. પણ તેનો પત્તો મળ્યો ના. છેવટ વિનાયક હતાશ થયો. લીલા સિવાય હવે બીજી કોઇ પણ સ્ત્રીને નિજહૃદયમાં સ્થાન નહિ આપવાના તેણે શપથ લીધા. ત્યાર પછી તેણે રાજ્ય સ્થાપનામાં જેમ તેમ કરીને ચિત્ત પરોવ્યું. વિનાયક હજુ ખરો શાસક ન હોતો થયો; શાથી કે ખુદ દિલ્હીનરેશ તરફથી તેને રાજાની પદવી મળી ન હતી. વિનાયકને એ પદવી મેળવવાની મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ અને પોતે શીઘ્ર દિલ્હી જવા તૈયાર થયો.

પણ વખત બહુ બારીક આવી પહોંચ્યો હતો. હિન્દુઓનું હિન્દુત્વ

બળવત્તર થતું હતું. મુસલમાન પ્રજાથી તે ખમાતું ન હતું. વિનાયકની રાજધાની મહમ્મદપુર પણ અનેક ગગનચુમ્બિત શિખરોવાળાં મંદિરોથી સુન્દર બની ગયું હતું. આસપાસનાં ગામો અને શહેરોમાં પણ ઘેરે ઘેર દેવ દેવીઓની પૂજા, હરિકીર્તન, ઉત્સવ અને ભજન આદિ ભારે ધામધુમપૂર્વક પ્રતિદિન થતાં હતાં. એ અરસામાં નરાધમ ૧ મુરસિદકુલીખાં મુરશિદાબાદની ગાદીએ બેઠો. તેથી બંગાળામાં દરેક સ્થળે હિન્દુઓપર પાછો અત્યાચાર પૂર જોસમાં ચાલવા લાગ્યો. એવા અત્યાચાર ઇતિહાસમાં બીજે સ્થળે નહિ જોવામાં આવે. મુરશિદકુલીખાંએ જ્યારે સાંભળ્યું કે હિન્દુઓ સર્વ સ્થળે નમ્યું આપે છે; પણ કેવળ વિનાયકના આશ્રય તળે વસનાર હિન્દુઓનો આંકડો ઉંચો છે ત્યારે મુરશિદકુલીખાંની આંખમાં આ વાત ખૂંચી અને લાગલોજ તેણે તોરાબખાં ઉપર હુકમ મોકલાવ્યો, કેઃ–"વિનાયકને પકડી ઠાર કરો."

હુકમ મળતાની સાથે જ 'ભૂષણા'માં વિનાયકને પકડી ઠાર કરવાનો પેંતરો રચાવા લાગ્યા. પણ પેંતરો સફળ થવાની વાત ન્હાનીસૂની ન હતી. મુરશિદકુલીખાંએ વિનાયકને પકડી ઠાર કરવાનો હુકમ તો ફરમાવ્યો પણ હુકમની સાથે ફોજ મોકલી ન હતી. ભૂષણાના ફોજદાર તોરાબખાંએ અંદાજ કહાડી જોયો કે વિનાયકે પોતાના તાબામાં લડવા યોગ્ય પકવવયના સૈનિકોને યુદ્ધ વિદ્યા અને અસ્ત્રશસ્ત્ર ચલાવવાની કળા આદિનું શિક્ષણ આપી દીધું છે, ત્યારે હવે તેની સામે પોતાના તાબાના સો એક સિપાહીઓનું શું ગજું? એટલા જૂજ સિપાહીઓને આશરે મહમ્મદપુર ઉપર આક્રમણ કરવું મુનાસિબ ન હતું. તેથી તોરાબખાંએ સૌથી પ્રથમ તો સેનાનીઓની સંખ્યામાં ભરતી કરવાનું કામ આરંભ્યું; પણ લડવા યોગ્ય લડવૈયા કાંઇ એકાદ બે દિવસમાં તૈયાર થઇ શકતા નથી. તોરાબખાં પશ્ચિમનો મુસલમાન છે. બંગવાસીઓની યુદ્ધમાં ઝંપલાવવાની શક્તિપર તેને ભરૂંસો ન હતો. તેથી તે મુર્શિદાબાદ, બિહાર અને પશ્ચિમ ભણીથી લડાઇને યોગ્ય બાહોશ પઠાણોને બોલાવવા તત્પર થયો. તેને કાને વાત આવી હતી, કે વિનાયકે ઘણા શિક્ષિત રાજપૂત અને પુષ્કળ ભોજપુરના બહાદુર વીરોને પોતાની સેનામાં સામિલ કરેલા હતા. તેથી પુરતી સંખ્યામાં અને સબળ સેનાનીઓ સજ્જ થયા સિવાય તોરાબખાં વિનાયકને પકડવા માટે મહમ્મદપુરપર ચઢાઇ ન કરી શક્યો. સૈન્ય એકઠું કરવામાં તેને વધુ વખત લાગ્યો. ત્યાં સુધી જેવું પહેલાં ચાલતું હતું તેવું રાજ્યમાં ચાલવા માંડ્યું.

૧ અંગ્રેજ ઐતિહાસિકોએ સમજ ફેરથી સિરાજુદ્દૌલાને ભૂંડો અને મુરશિદકુલીખાંને ભલો ઠરાવેલો છે; પણ વસ્તુતઃ સિરાજુદ્દૌલા દેવ જેવો અને મુરશિદકુલીખાં દાનવ તુલ્ય હતો.

પોતાનાથી બને તેટલી છૂપી પેરવીથી તોરાબખાં સેનાનીઓને સજ્જ કરવાની હીલચાલ ચલાવી રહ્યો હતો; પણ વીર વિનાયક તેના કામથી અજાણ્યો ન હતો. તોરાબખાંની ઇચ્છા એવી હતી, કે લડાઇનું મૂળ ઉપાસન વિનાયકને હાથે ઉપસ્થિત થાય અને યુદ્ધ પણ એના જ તરફથી મંડાય તો સારૂં; પણ વિનાયક સૂંવાળો ન હતો, કે તેવું નિમિત્ત વ્હોરી લે. વિનાયકનો મંત્રી ગુણવંતરાય અને ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રી પણ પેક હતા. અગમબુદ્ધિ, ગંભીર વિચારશક્તિ, જાસુસી, સમયસૂચકતા અને રાજકારસ્થાનની ઘટનાઓને પહોંચી વળે તેવા મુત્સદ્દીપણા સિવાય શાસનનો કારોબાર ચલાવી શકાય નહિ. વિનાયક પણ છૂપા જાસુસો રાખેલા જ હતા. તેથી મુર્શિદકુલીખાંના ક્રુર હુકમની રજેરજ ખબર વિનાયકને પડેલી હતી.

વસ્તુસ્થિતિ આવી હોવાથી યુદ્ધને લગતો સઘળો પ્રબંધ ગોઠવીને વિનાયક થોડાક નોકર ચાકર અને દ્રવ્ય લઈને દિલ્હી ગયો. જતી વેળાએ વિનાયકે રાજ્યતંત્રનો બોજો ને જવાબદારી મંત્રીમંડળને સોંપી હતી. રાજ્યરક્ષણનું જોખમ ગુણવંતરાયને, સેનાધિપતિ સમરસેનને અને રણજીતને સોંપવામાં આવ્યું હતું. સલાહનું અને ખજાનાનું કામ ગુણવંતરાયને, તથા ગુરૂ ચંદ્રધરશાસ્ત્રીને, સેનાનીઓની વ્યવસ્થાનું કામ સમરસેનનું અને નગરરક્ષાનું કામ રણજીતને શિરે હતું. અંતઃપુરનો પ્રબંધ રાધાને સોંપવામાં આવ્યો હતો.

---

## ( ૧૬ )
## રમાનો કલ્પાંત.

રમા બહુ ડરપોક અને અતિ કોમળ હૃદયની હોવાથી વિનાયક તેને મળ્યા વગર જ દિલ્હી જતો રહ્યો હતો. પાછળથી રમાને તેની ખબર પડી કે તરત જ તેણે રૂદનપાટલો આરંભ્યો. રડી રડીને થાકી ત્યારે તેને એક તરંગ ઉઠયો. તેની સમજમાં એવું આવ્યું, કે આ વેળા વિનાયક દિલ્હી ચાલ્યા ગયા છે એ ઠીક થયું છે; કેમકે જો હવે મુસલમાનો ચડી આવે અને ગમે તેવી કત્લ ચલાવે તો પણ મારા નાથ વિનાયક તો બચી ગયા છે! આવા દિલાસાથી રમાના મનને જે મોટો ભય હતો તે મટી ગયો. રમા સ્વયં અવસાન પામે તેનો તેને જરા પણ ઉચાટ જીવ ન હતો. તેને જે દુઃખ થતું હતું તે પોતાના નાથ વિનાયકની જાતને આંચ ન આવે તે માટેનું હતું. રમાને એટલી તો ખાતરીજ થઇ ગઇ હતી કે વિનાયક તો

બચી ગયા અને પોતાને મુસલમાનો રીબી રીબીને મારી નાખવાના! તેથી વળી રમાને બીજી ચિંતા ઉપજી, શું વિનાયકને ફરી આ ભવમાં નહિ મળાય? આ તેની ચિંતા હતી. ખેર. આવતે અવતાર જોવાશે, પણ તે જીવતા રહે એટલે પત્યું. આમ કરી રમાએ મન વાળ્યું.

પણ આ બનાવ એક વર્ષ અગાઉ બન્યો હત તો રમા એટલેથી જ શોચીને મન વાળત, પણ વિધાતાએ તેના તકદીરમાં શાંતિ લખી નહતી. એક વર્ષ થયાં રમાને એક સંતાન-બાળક થએલું હતું. રમાને હવે તેના બાળકની ચિન્તા થઇ. "બાળકનું શું થશે? કદાચ હું મરી જાઉં, મને મુસલમાનો મારી નાખે તો મારા બાળકને કોણ પાળી પોષી મોટા કરશે? બાળકનું કોણ ધણી ધોરી! બાળકને-કોને સોંપી દેવું?" આવી ભ્રમણામાં ને ભ્રમણામાં રમાના શિરપર જાણે વજ્ર પડયું હોય એમ તેને લાગ્યું. મહા ભયંકર વાત તેના મગજમાં ઠસી ગઇ. શું મુસલમાનો બાળકને પણ જીવતો રાખવાના હતા? રમાનો મત મુસલમાનો માટે બહુ ઉતરતો હતો. તે માનતી હતી, કે મુસલમાનો છેક જ હત્યારા, જુલ્મી ને ઘાતકી છે. તેઓ ગોભક્ષણ કરવાવાળા છે. હિન્દુઓના કટ્ટા શત્રુ છે. તે લોકો બાળકને કેમ છોડશે? સત્યાનાશની વાત થઇ પડી! વિનાયક શું કરવા દિલ્હી ગયા! રમા તેના દિલની દાઝ કયાં જઇને હોલવે? છેવટ તે રાધાની પાસે ગઇ, રાધાને મળી અને તેને પૂછવા લાગી:—

"રાધા, મહારાજ આવી વેળાએ દિલ્હી શું કરવા ગયા? મને તો બહુ બીક લાગે છે."

"મહારાજના મનસુબો મહારાજને માલમ, આપણે શું સમજીએ બ્હેન!"

"તો આ વખતે કદાચ મુસલમાનો ચડી આવે તો નગર રક્ષા કોણ કરે?"

"ઇશ્વર કરશે; જો તે ન રક્ષે તો બીજું કોણ રક્ષશે?"

"તે શું મુસલમાનો બધાને મારી નાખતા જ હશે?"

"જે દુશ્મન છે, તે દયા કરવાના હતા?"

"તો આપણને મારી નાખશે, પણ ન્હાનાં બાળકને તો બચાવશે કની?"

"એટલી બધી ચિન્તા શું કરવા કરો છો બ્હેન! પ્રભુએ જે પ્રારબ્ધમાં લખ્યું હશે તે મિથ્યા નથી થવાનું. પ્રારબ્ધમાં ભલું લખ્યું હશે તો બૂંડું નથી થવાનું. આપણે કંઇ ઇશ્વરનો અપરાધ નથી કર્યો; શા માટે આપણું બૂંડું થાય! તમે ફિકર કરી કરીને શું કરવા દુઃખી થાવ છો? ચાલો ચોપાટ ખેલીએ."

એમ કહીને રાધાએ રમાના મનને પ્રફુલ્લ રાખવા માટે ચોપાટ કહાડી. રમાએ લાચાર બનીને એક બાજી ખેલી. પણ રમવામાં તેનું ચિત્ત ચોંટ્યું ના. રાધા જાણી જોઇને પોતાની બાજી હારી ગઇ. રમા જીતી, છતાં તે ફરીથી રમી ના. તે ત્યાંથી ઉઠી.

રમાને રાધા પાસેથી પોતાની શંકાનું સમાધાન થયું નહિ. તેથી તેને રમવામાં ચેન ન પડ્યું. કેટલીવારથી રમા બીજા કોઇને પૂછવાનો વિચાર કરતી હતી. તે પોતાના મહેલમાં આવતાં જ એક આધેડ વયની દાસીને ગભરાટથી ભરેલા ચહેરાથી અને તીવ્ર પ્રતિભાશાથી પૂછવા લાગી:– "શું મુસલમાનો બાળકોનાં પણ ખૂન કરતાં હશે ?" ત્યારે દાસીએ ઉત્તર આપ્યો; "તે લોકો કોને નથી મારતા ? તે ગાયનું ભક્ષણ કરે છે, કુરબાની કરે છે, તેમને માટે બાળબચ્ચાં મારવાની વાત શું મોટી છે ?"

રમાની છાતીના ધબકારા વધવા લાગ્યા. તેની આગળ જે કોઇ આવતું તેને રમા એની એ જ વાત પૂછતી અને પેલી દાસીના જેવો જ ઉત્તર મળતો. પરિણામે રમાના મનને દૃઢ ભાસ થયો કે હવે સત્યાનાશ વળવાનું છે. એકદમ તે પલંગપર પછડાતી પડી અને તેના ધાવણા બાળકને ગોદમાં લઇ, દબાવી ડુસકાં લેતી રોવા લાગી.

---

## (૧૭)

## શત્રુનું આક્રમણ.

બાતમી મેળવતાં તોરાબખાંએ જાણ્યું, કે વિનાયક મહમ્મદપુરમાં નથી, તે દિલ્હી ગએલો છે. તેણે વિચાર્યું કે તેની ગેરહાજરીમાં જ મહમ્મદપુર પર ચડાઈ કરીને તેને બેદાનમેદાન કરી નાખવું ઠીક પડશે. વિચારને અમલમાં મૂકવામાં આવ્યો અને જેટલી સેના સજ્જ હતી તેટલી લઇને તેણે મહમ્મદપુર પર ચડાઈ લાવવાની તૈયારી કરી.

એ ખબર મહમ્મદપુરમાં પણ પહોંચી. ખબર સાંભળીને નગરમાં ભારે ધમચકડ મચી. શહેરવાસીઓ જ્યાં જેને ફાવ્યું ત્યાં જઇ ભરાવા લાગ્યા.

નગરરક્ષક રણજિત, ગુણવંતરાય પાસે સલાહ લેવા આવ્યો તેણે પૂછ્યું:–"હવે મહારાજ, આપણે શું કરવું ? પ્રજા તો ન્હાસભાગ કરી રહી છે.

ગુણવંતરાય:–સ્ત્રીઓ, બાળક, વૃદ્ધો વગેરે જે જાય તેમને જવા દો.

રોકશો ના. તેમ કરવામાં ગર્ભિત હેતુ રહેલો છે. ન કરે નારાયણ, ને કદાચ તોરાબખાં આવીને કિલ્લાને ઘેરો ઘાલે તો કિલ્લાની અંદરના કોઠારમાંથી જેટલા ઓછા આદમી માટે અનાજ કદાચ તેટલું સારૂં. એવી કરકસરથી સલામત રીતે સહજ ચાર–છ મહિના આપણે ગુજારી શકીશું; પણ જે લોકો યુદ્ધ કરી શકે તેવા હોય તેમને ન ન્હાસવા દેશો. જો તેવા લોકો જાય તો તેમને ગોળીબારથી વીંધી નાખવાનો હુકમ કરશો. અસ્ત્રશસ્ત્ર નગરની બહાર વેડફાઇ ન જાય તેની સંભાળ રાખજો. એજ પ્રમાણે ખાવા પીવાની વસ્તુઓને જાળવવાની છે.

ત્યાર પછી સેનાપતિ સમરએને આવીને પણ ગુણવંતરાયને સલાહ પૂછી. તેમણે કહ્યું: “ અહીં આમ પડી રહીને માર શા માટે ખાવો ? જો તોરાબખાં આપણા ભણી જ આવતો હોય, તો લશ્કર લઇને આપણે જ સામા થઇ તેને શા માટે નસાડવો નહિ ? ”

**ગુણવંતરાય:**—આ પ્રબળ પ્રવાહવાળી નદીની સહાયતાને શા માટે છોડી દેવી ? કલ્પો કે કદાચ આપણે સામા થતાં આપણી જ હાર થઇ, તો બચવાનો બીજો ઇલાજ છે ? તે કરતાં તો નદીની આપણી બાજુ જ તોપોનો મોરચો મારીને ખડા રહો તો કોની મક્દૂર છે, કે નદી ઓળંગીને શત્રુપક્ષ આપણી સામે આવી શકે ? નદી ઓળંગવાની વાત અઘરી છે. સાંભળો, જ્યાં આગળથી તોરાબખાંનાં માણસો નદી ઓળંગવાનો પ્રયત્ન કરતા હોય અથવા કરી શકે તેમ હોય તે જ ભાગપર ખાસ લશ્કર રાખી આપણે પડાવ નાખવો. એમ થવાથી, આપણી આવી વ્યૂહરચનાને વીંધીને મુસલમાનો આગળ ધપી શકશે નહિ. સામગ્રી સઘળી તૈયાર રાખો પણ મારા હુકમ સિવાય બીજી કશી હીલચાલ ચલાવશો ના.

ગુણવંતરાય જાસુસને આવવાની વાટ જોઇ રહ્યા હતા. જાસુસ આવતાં તેમને માલુમ પડશે કે તોરાબખાં કયા રસ્તે થઇ લસ્કર લાવે છે ? તે જાણ્યા પછી પોતાના તરફનો બંદોબસ્ત કરવાનું રાખવામાં આવ્યું હતું.

આ તરફ રાણીવાસમાં ખબર પહોંચી કે તોરાબખાં સેનાનીઓ સાથે મહમ્મદપુર લૂંટવા માટે આવે છે. બહારની વાત રાણીવાસમાં થોડી ઘણી વધીને જ આવતી હતી. “ તોરાબખાં આવી રહ્યો છે. ” એવી સામાન્ય વાતનો રાણીવાસમાં એવો અર્થ થયો કે તોરાબખાં મહમ્મદપુરમાં દાખલ થઇ ચૂકયો છે. આથી રાણીવાસમાં રોકકળ શરૂ થઇ. આ વખતે લીલા હત, તો રો કકળને બદલે શૂરાતનની ગર્જનાથી રાણીવાસ ગાજી રહત; પણ તે પ્રસંગ ક્યાં ?

રાધાની જવાબદારી વધી. કેટલાંકને તે એકલી સમજાવતી અને બને એટલું આશ્વાસન આપતી- કેટલાંકને સત્તાનું તેજ બતાવી શાંત પાડતી. એ બધા કરતાં રમાને માટે રાધાને બહુ તકલીફ ભોગવવી પડી; કેમ કે રમા તો ક્ષણે ક્ષણે મૂર્ચ્છિત થઇ જતી હતી! રાધા બહુ કંટાળી. મનમાં ને મનમાં એમ પણ બોલવા લાગી કે "આ કરતાં તો રમા ન હોય તો સારૂ." પણ સ્વામી રાણીવાસની જવાબદારી પોતાને જ સોંપી ગયા છે તો હરકોઇ પ્રકારે રમાને સંતોષી બનાવવી જ જોઇએ તેથી રાધા રમાની તદ્બીર સાચવવા લાગી.

આ તરફ શહેરની સ્ત્રીઓએ આવીને રાધાને કાલાવાલા કરવા માંડયા અને આજીજી કરીને કહેવા માંડયું, કે "મહમ્મદપુર તોરાબખાંને સ્વાધીન કરવાથી લોકોના જીવ જતા બચશે. જીવ બચશે તો સૌ રૂડાંવાનાં થશે. અમે હિન્દુ લોક લડાઇમાં શું સમજીએ ?"

રાધાએ સ્ત્રીઓને ધૈર્ય દીધું અને કલાથી તેમને સમજાવી વિદાય કરી. કેટલીવારે રમાના જીવમાં જીવ આવ્યો. તે ઉઠી અને સ્વસ્થ થઇ પોતાના મહેલમાં ગઈ.

રમા શાથી સ્વસ્થ થઇ ?

---

## (૧૮)
## રણજિત રાણીવાસમાં.

---

રણજિત નગરરક્ષક છે. આ વખતે રાતને પહોર નગરમાં આસપાસ ફરતા રહેવાનું તેનું મૂખ્ય કર્ત્તવ્ય થઇ પડયું છે. રાતને ત્રીજે પહોર થાકીને તે પોતાને ઘેર આવવાની ઇચ્છાથી નગરમાંથી પાછો ફરતો હતો. તે જ વખતે કોઈએ પાછળથી તેનો કોટ પકડયો.

રણજિતે પાછું ફરીને જોયું તો જણાયું, કે તે એક સ્ત્રી હતી. રાત અંધારી હતી. રસ્તા પર કોઇની આવજા ન હતી. કેવળ એકલી જ એક સ્ત્રી ઉભી હતી. અન્ધકારમાં સ્ત્રીનો આકાર અથવા છાયા સિવાય બીજું કશું દેખાતું ન હતું. રણજિતે તે સ્ત્રીને પૂછયું: "કોણ છે તું ?" સ્ત્રીએ લાગલો જ ઉત્તર આપ્યો: "હું જે છું તે છું,, તે સાથે કશી નિસ્બત નથી. મને આપ પૂછો કે હું શું માગું છું ?"

વાતચિત ઉપરથી જણાયું, કે સ્ત્રીની ઉમર બહુ વધારે ન હતી. વાતચિત પ્રભાવશાળી વાણીથી થતી હતી. રણજિતે ફરી પૂછ્યું: "તે સૌ પછી

થશે, પ્રથમ એ કહો, કે તમે સ્ત્રીજાતિ હોઇને આટલી રાતે આમ એકલાં સરિયામ રસ્તાપર શા માટે ઊભાં છો? આજકાલ વખત કેવો બારિક છે, તે શું તમે નથી જાણતાં?"

"આટલી રાતે એકલી રસ્તાપર બીજું કાંઇ જ ન્હોતી કરતી, કેવળ તમારી જ ખોળમાં હતી."

"ખોટી વાત; પ્રથમ તો તમે મને ઓળખ્યો જ નથી, કે હું કોણ છું.!"

"હું જાણું છું, કે આપ નગરરક્ષક છો."

"ઠીક; ઓળખો છો તો ખરાં. પણ હું અહીં જ મળીશ એમ તમે શાથી જાણ્યું?"

"બહુ વારથી હું આપને ગલીએ ગલીમાં શોધતી ફરતી હતી, આપના મકાનપર પણ જઇ આવી."

"કેમ?"

"એ જ વાત આપને પ્રથમ પૂછવી જોઇતી હતી. આપ એક કઠિન કામ કરી શકશો?"

"શું?"

"હું આપને જ્યાં તેડી જવા ઇચ્છું છું, ત્યાં આપ આ વખતે આવી શકશો?"

"ક્યાં જવાનું છે?"

"હું આપને નહિ કહું; આપ મને એવું પૂછી પણ નહિ શકો. બોલો સાહસિક ગુણ છે?"

"ઠીક, સ્થળ ન બતાવો. બીજું તો કહો; તમારૂં નામ શું? તમે કોણ છો? શું કરો છો? મારે તમારી કને આવીને શું કરવું પડશે?"

"મારૂં નામ તરલા છે. એટલું જ બસ. વધારે કશું નથી કહેવાની. આપ આવવાની હિમ્મત ન કરતા હો તો ન આવશો; પણ જો આપનામાં એટલી ય હિમ્મત નહિ હોય તો પછી મુસલમાનોથી આપ નગરની રક્ષા શું કરનાર હતા? હું અબળાજાત થઇને પણ જે સ્થળે જઈ શકું છું, ત્યાં આપ મરદ થઇને પણ—ગમે તો સ્થળ જાણ્યા વગર મારી સાથે નહિ આવી શકો?"

રણજીતને પાણી ચડયું. તરલા આગળ થઇ. પાછળ પાછળ રણજીત ચાલ્યો. થોડેક આઘે ગયા પછી રણજીતે જોયું, કે સામે એક ઊંચી અટારી હતી. જોઇને તેણે તરલાને કહ્યું; "તમે તો રાજમહેલ તરફ જતાં જણાવ છો.

"તેમાં વાંધો શો છે ?"

"સિંહ દરવાજે થઇને જવામાં તો કશી હરકત નથી; પણ આતો બીજો જ માર્ગ છે. રાજમહેલમાં જ જવાનું છે ?"

"કેમ, હિમ્મત નથી ચાલતી ?"

"નહિ, હું એવું કામ નહિ કરી શકું, આતો અમારા અન્નદાતા વીર વિનાયકનો રાજમહેલ છે. આજ્ઞા સિવાય અન્દર પ્રવેશી શકું નહિ."

"કોની આજ્ઞા ?"

"મહારાજની."

"તે તો અહીં છે જ નહિ. રાણીજીની આજ્ઞાથી આવશો ?"

"આવીશ."

"ચાલો, હું રાણીજીની આજ્ઞા સંભળાવું."

"પણ પહેરાવાળો તમને જવા દેશે ?"

"જવા દેશે."

"પણ મને મારા આવા છૂપા વેશમાં નહિ ઓળખવાથી નહિ જવા દે, અને મારી આવી સ્થિતિમાં મારૂં ઓળખાણ પહેરાવાળાને આપવાની મારી મરજી નથી."

"ઓળખાણ આપવાની પણ જરૂર નહિ પડે. હું આપને લઇ જઇશ."

દરવાજાપર પહેરાવાળો ઊભો હતો. તરલાએ તેની પાસે આવીને પૂછ્યું: "કેમ પાંડે મહારાજ, દરવાજો તો ઉઘડેલો જ છે ને ?"

"જી, હા; પણ આ તમારી સાથે કોણ છે ?"

"એ તો મારા ભાઇ થાય."

"મરદ નહિ જઇ શકે. હુકમ નથી."

"અરે હૂકમ કોનો જોઇએ છીએ ? તારે કોનો હૂકમ જોઇએ ? મારા હૂકમ વગર બીજા કોનો હૂકમ માગે છે ? ચાલ. બદમાસ ! બહુ બોલ્યો તો દાઢી જ મુડાવી નાખવી પડશે. ઓળખે છે. ?"

પહેરાવાળો સ્તબ્ધ થઇ ગયો; કશું ન બોલ્યો. તરલા રણજીતને લઇને વિના સંકોચે મહેલમાં દાખલ થઇ. મહેલમાં જઇને તે ઉપલ્યા મજલે ચડી. તેણે રણજીતને રસ્તો બતાવતાં કહ્યું: "આ બાજુ થઇને આવો. હું બાજુ પર ઊભી રહી છું. મારાથી અન્દર નહિ અવાય."

રણજીતે સાહસ કરીને અન્દર પ્રવેશ કર્યો. દિવાનખાનું કિમતી ચીજોથી અલંકૃત થએલું હતું. પાસે જ શયનગૃહ હતો. ચાંદીના પલંગપર બેઠેલી

એક સ્ત્રી કોઇને આવવાની વાટ જોઈ રહી હતી. ઉજ્વલ દીપાવલિનો પ્રકાશ તેના વદનપર પડી રહ્યો હતો. તે નીચું વદન કરી ચિન્તામાં નિમગ્ન બનેલી હતી. અહીં બીજું કોઇ ન હતું. રણજીતે મનમાં કલ્પ્યું, કે, " આવી સુન્દરી શું સૃષ્ટિમાં હોય છે ? "

એ તો રમા.

---

## ( ૧૯ )

## રણજીતનું શાંત્વન.

---

રણજીત વિનાયકના મહેલમાં કદી પણ નહનો ગયો. તેણે રાધા અથવા રમાને કોઈ વાર દીઠી ન હતી પણ અનુમાનથી તેણે કલ્પ્યું, કે આ એક રાણી છે. રાણીઓમાં રાધા કરતાં રમા અધિક સુન્દર મનાતી હતી; તેથી રણજીતે ખાતરીપૂર્વક માન્યું, કે એ ન્હાની રાણી રમા જ છે. તેણે પૂછ્યું:—

" રાણીજી, આપે મને શું કામ બોલાવ્યો છે ? "

" તમે મારા મોટાભાઇ જેવા છો. જેવી તમારી બ્હેન લીલા, તેવી હું તમારી બેન સમજજો. આટલી રાતે તમને અહીં બોલાવ્યા છે તેથી તેનો કોઇ ખોટો અર્થ ન કરતા. "

" મને કહો, આજ્ઞા ઉઠાવવા હું તૈયાર છું. તમે અમારાં માલિક છો."

" ભાઈ, હું બહુ બલહિન થઈ ગઇ છું. તેથી મેં તમને બોલાવ્યા છે. તમે મારી રક્ષા કરો. "

રમાની આંખમાં આંસુ આવ્યાં.

" પણ થયું છે શું ? રડો છો શા સારૂ ? "

" શું થયું છે, તે તમે નથી જાણતા ? મુસલમાનો મહમ્મદપુર લૂંટવા માટે ચડી આવ્યા છે; અમારી કત્લ કરીને મહમ્મદપુરને બાળી નાખશે અને બધું લૂંટી લેશે—"

" એવી દેહશત આપને કોણે દેખાડી ? મુસલમાનો આવીને શહેરની હોળી કરી નાખશે તો પછી અમે શું ખપના ? આપનું અન્ન ખાઇને શું હરામ કરીશું ? "

" તમે તમારૂં બનતું કરતાં પણ ન બચાય, તો પછી શું કરવું ? શું થશે ! ! "

રમા ફરી રડવા લાગી.

"અમારા જીવનું જોખમ વ્હોરીને પણ આપની રક્ષા કરીશું. આપ બે ફીકર રહો."

"એ તો ખરૂં, પણ તેમ કરતાં ન વળે તો ?"

"તો મરી જઇશું. બીજો શો ઇલાજ ?"

"એમ નહીં; મારી વાત સાંભળો. આજ શહેરની ઘણી ખરી સ્ત્રીઓ મોટાં રાણી–રાધા–ને આવીને વિનવી રહી હતી, કે મુસલમાનોને આદર દઇને શહેર તેમને સ્વાધીન કરી દેવું. તેથી સૌના જીવ બચશે; પણ મોટાં રાણીએ એ વાત ઉપર જીવ ના પરોવ્યો. મને તો રાધા રાણીની શુદ્ધબુદ્ધ ઠેકાણે હોય તેમ નથી લાગતું. તેથી મેં તમને બોલાવ્યા છે; પણ તમે ય મારા મનનું સમાધાન કરતા નથી !"

"આપ મને શું કરવાનું ફરમાવો છો ?"

"મારી કને જે કાંઇ ઘરેણું ગાંઠું છે તે અને માલ મતા–પૈસા ટકા બધું તમે લઇ જાવ. બધું આપી દઉં છું–લઇ જાવ. કોઇને કહ્યા પૂછ્યા વગર એ ધન દોલત ને દરદાગીના લઇને તમે મુસલમાનો પાસે જાવ. જઇને કહો કે અમે અમારૂં રાજપાટ છોડી દઇએ છીએ, અને નગર પણ તમારે ખાતર ખાલી કરી નાખીએ છીએ. તમે કોઇને જાનથી મારશો મા. કેવળ આટલી જ વાત સ્વીકારો. જો તે લોક રાજી થાય, તો તમે, નગરના માલિક છો, છૂપી રીતે નગરમાં તેમને પ્રવેશ કરી દેવા માટે કિલ્લાનો કબજો સોંપી શકશો. આ અખતરાથી સૌ કોઇ બચી જશે. તમે બચશો, હું બચીશ, મારૂં વહાલું બાળક બચશે."

સાંભળીને રણજીત ચકિત થઇ ગયો. તેણે કહ્યું:—

"મારી આગળ આપે જે કંઈ કહ્યું છે, તે ભલે કહ્યું; પણ બીજા કોઇની આગળ ભૂલે ચૂકે આવી ઘેલી વાતો ન કરશો. હું માર્યો જાઉં, તો પણ આપે બતાવેલો માર્ગ મારાથી ગ્રહણ કરી શકાય નહિ, કોઈ બીજાને હાથે એવું કામ થાય, તો તેનું શિર આપના હજૂરમાં હું રજુ કરૂં."

સાંભળીને રમાની આછી પાતળી આશા હતી, તે પણ નષ્ટ થઈ ગઇ. ફરી તેનો કંઠ રૂંધાયો, તેનું હૈયું ભરાઇ આવ્યું. ગળગળે કંઠે તેણે કહ્યું:–

"હાય હાય, મારા બાળકની, ત્યારે શી વલે થવાની ?"

રણજીત લગીર ભય પામીને બોલ્યો. "છાનાં રહો, નીકર આપના રડવાનો અવાજ સાંભળીને કોઈ આવી ચડશે તો વિના કારણ બન્નેની ફજેતી થશે. આપને જો આપના પુત્ર માટે આટલું બધું લાગી આવતું

હશે તો તેના સંરક્ષણ માટે હું હમણાં જ પાકો બંદોબસ્ત કરાવીશ. વારૂ; આપ કોઇ અન્ય સ્થળે જઇ શકશો ?"

"જો મને મારા બાપને ત્યાં પહોંચાડો તો હું ત્યાં જવા તૈયાર છું. પણ મોટાં રાણી કેમ જવા દેશે ? અથવા મંત્રી મહારાજ પણ ના જવાદે !"

"છૂપી રીતે; પણ હમણાં એવા સંકેતની જરૂર જ નથી. મને એવું લાગશે તો ગોઠવણ કરીશ."

"મને શી ખબર પડશે ?"

"તરલાદ્વારા બાતમી મળ્યાં કરશે. પણ તરલા જ્યારે મને મળે ત્યારે જાહેર રીતે ન મળે, તેટલું જાળવજો."

"ઈશ્વર આપનું કલ્યાણ કરો." એમ કહીને રમાએ રણજીતને વિદાયગિરી આપી. તરલાએ રણજીતને સાચવીને શયનગૃહની બહાર કહાડયો.

કોઇના દિલમાં પાપ ન હતું; તો પણ અણધારી રીતે એક મહા દોષનું કામ બની ગયું. રમા અને રણજિત બન્નેએ આપસઆપસમાં કંઈ કંઇ સમજી લીધું.

રણજિતે મનથી વિચાર્યું. "મારો શો દોષ છે ?"

રમાએ તેના અંતઃકરણને પૂછ્યું ! "આટલી રાતે રણજિતને ના બોલાવત તો ફરી કયારે મળાત ?"

કેવળ તરલા સંતુષ્ટ હતી. રણજિતે જો બરાબર ચક્ષુ ફેરવીને જોયું હત તો જણાત કે રમા અને રણજિતની વચમાં એક બીજો આદમી પણ છૂપી રીતે સઘળી ચર્ચા સાંભળી રહ્યો હતો !

આ તરફ રાજકારોબારની ખટપટ ચાલુ જ હતી. મંત્રી ગુણવંતરાયે તોરાબખાંને પોતાના જાસુસ મારફત કહેવડાવ્યું હતું, કે અમે રાજ્યકિલ્લો અને ખજાનાની સાથે આપનીસાથે સુલેહ કરવા તૈયાર છીએ. બોલો: નાણું કેટલું આપો છો ? લડાઇની શી જરૂર છે ? નાણાં વડે શું નથી સરતું ?"

ગુણવંતરાયે સમરસેન અને રણજિતને પણ આ વાત કરી. સમરસેને ક્રોધથી આંખો રાતી કરી કરીને કહ્યું "કેવી વિપરિત વાત !"

ગુણવંતરાયે ખુલાસો કર્યો: "છાના રહો; મને લાગે છે, તમારામાં રાજ્યઘટનાને પહોંચી વળવાની શક્તિ લગીર કમી છે. એવા સંદેશા સાંભળવા મોકલવામાં સહજ બે ચાર મહિના વિતાડી દેવાશે. એટલામાં મહારાજ પણ આવી પહોંચશે."

રણજિતના મનમાં એ વાત સાંભળીને જે કંઇ થઇ આવ્યું, તે હમણાં વ્યક્ત કરી શકાતું નથી. એટલું તો ખરૂં જ કે રણજિત કાંઇજ બોલ્યો ના.

---o---

## (૨૦)
# રણજિતમાં સ્મરપ્રવેશ.

---

એ દિવસે રણજિતથી કંઈ જ કામકાજ ન થયું. રમાનું વદન અતિ સુન્દર છે. કેવો ઉજ્વલ પ્રકાશ તેના વદનપર પડી રહ્યો હતો! એ જ તર્ક વિતર્કમાં ગર્ક થઈને તેણે તે દિવસ તો વિતાવ્યો. દીવાની જ્યોતનો પ્રકાશ શું એટલો મનોહર લાગ્યો હશે? જો એમજ હોય તો લોકો રાત દહાડો બત્તી સળગાવીને શું કામ ન બેસી રહે? નાગની ફણા સરખા કુમાશવાળા કાળા શિરકેશ વદનને કેવા વધુ શુશોભિત કરી રહ્યા હતા! કેવો અનૂપમ અંગરંગ હતો! કેવી કમળના દાંડા જેવી સુકોમળ ભૂજાઓ! કેવાં મૃગલોચન જેવાં લોચન! કેવી કોકિલ કંઠી વાણી! રચનામાં બ્રહ્માએ કશી મણા રાખી નથી! રણજિત શું શું જુએ? તેના મનને તો રમાનું સર્વાંગ દેવોને યે દુર્લભ દેખાયું. તેણે હોઠ ફફડાવ્યો. "મનુષ્યમાં આટલી સુન્દરતા હોય છે, એવું અગાઉ હું જાણતો ન હતો. એક જ વારના દર્શન માત્રથી અત્તાર ધન્ય થયો; કેવળ એના વિષે હવે વિચાર કરવામાં જ દિવસો પર્યંત દહાડા સુખમાં નિર્ગમન થશે."

થોડીવાર પછી પાછું રણજિતે વિચારનું વલણ બદલ્યું: "શું ફરી એકવાર તેને ન મળાય? રાતના બે પ્રહર વિત્યા પછી પાછું તેણે વિચાર્યું: "આજ ફરી તરલા નહિ આવે?" વધુ એક પ્રહર રાત વિતતાં તો તેણે તરલાને આ શાન્ત નિરવ સ્થળે આવીને ખડી થએલી દીઠી, રણજિતે તેને આતુરતાથી પૂછ્યું:—કહો, શી ખબર છે?"

"આપની શી ખબર છે?"

"કઈ વાતની ખબર પૂછો છો?"

"રમા રાણીને તેમના પિતાને ત્યાં મોકલવા સંબંધીની."

"જરૂર નથી; એમ લાગે છે કે રાજ્યની રક્ષા થઈ શકશે."

"કેમ જાણ્યું?"

"તે બધું તમને કહેવું પડશે?"

"તો હું રમારાણીને જઈને આ ખબર કહી દઉં?"

"કહો."

"ફરી તમે મને ક્યાં મળશો?"

"ગઈ કાલે જે સ્થળે રાતે આપણો ભેટો થયો હતો ત્યાં જ."

તરલા ત્યાંથી પલાયન થઇ અને જઇને રમાને સુરક્ષિત સમાચાર નિવેદન કરવામાં આવ્યા. રણજીતે એક પણ વાત ખરી કે મન ખોલીને કહી નહતી. અર્ધસ્પષ્ટ વાતથી રમાને પણ સંતોષ ન થયો. તેના સમજવામાં કશો મુદ્દો આવ્યો ના, તેથી તે પાછી ચિન્તાતુર બની. પરિણામે ફરી તરલાએ રણજીતને રાતના ત્રીજે પહોરે રમાના રાણીવાસમાં તેડી આણ્યો. પેલો પહેરાવાળો પાછો આજ પણ ત્યાં ખડો હતો પણ ગઇ રાતની પેઠે આજે પણ રણજિત તરલાનો સહોદર બનીને અન્દર દાખલ થઇ શકયો.

રણજિતે રમાની કને આવીને મ્હોં માથા વગરની એવી એવી વાતો કરી, કે રમાને કશી સમજણ જ ના પડી. મૂળે રમાનામાં સમજણ જ કેટલી હતી ? ખરી હકીકત તો એ હતી, કે રણજિતને તેના મ્હોં માથાની કંઇ ખબર ન હતી, ધનુર્ધર મહારાજ પોતાનું પુષ્પબાણ ચલાવીને તેના મ્હોં માથાને ઉપાડી કંઇક મૂકી આવ્યો હતો. કેવળ બે ચક્ષુજ તેની પાસે રહ્યાં હતાં. રણજિતે એ બે આંખો વડે પેટ ભરીને રમાને નિહાળી અને કાન ભરી ભરીને તેના મ્હોંના ઉચ્ચારો તેણે સાંભળ્યા. પણ કાંઇ એની તે તૃપ્તિ હોય !

રણજીતને માત્ર એટલું જ ભાન રહ્યું હતું કે મંત્રીજી ગુણવંતરાયની બાહોશીની એક પણ વાત તેણે રમા આગળ કહી ન હતી. એકંદરે કોઇ વાત સમજાવવા વાસ્તે રણજીત અહીં આવ્યો ન હતો. કેવળ રમાનાં દર્શન સારૂ આવ્યો હતો. તેથી રમાના દેદારનાં દર્શન કરીને અને દક્ષણામાં પોતાનું મન રમાના ખોળામાં મૂકીને રણજીત ત્યાંથી પાછો ફર્યો. તરલાએ તેને સહી-સલામત મહેલ બહાર કહાડયો. જતી વેળાએ તરલાએ રણજીતને પૂછ્યું ! " ફરી આવશો ? "

" શું કરવા ? "

" મને લાગે છે, કે ફરી તમે આવવાના " તરલા ખડખડ હસી પડી. રણજીતે તરલાને તેનો ઉત્તર ન આપ્યો. અને તે રાજ્યમાર્ગ તરફ ચાલ્યો ગયો.

આ તરફ ગુણવંતરાયના કહેણનો તોરાબખાંએ જવાબ વાળ્યો, કે "જો થોડા ઘણા રૂપિયા લઇને મહમ્મદપુરનો અધિકાર છોડી દેતા હો, તો રૂપિયા આપવા માટે અમે ખુશી છીએ. પણ વીર વિનાયકને તો અમને સોંપવો પડશે."

જવાબમાં ગુણવંતરાયે કહાવ્યું, કે " વીર વિનાયકને તમારે તાબે કરીશું. પણ થોડા રૂપિયાથી કામ નહિ સરે. "

ખુલાસામાં ફરી તોરાબખાંએ જણાવ્યું, કે “ કેટલા રૂપિયાની રકમ માગો છો ? ” ગુણવંતરાયે હદ ઉપરાંતની રકમ જણાવી. તોરાબખાંએ તેનો તોડ કહાડવાની માગણી કરી. ગુણવંતરાયે વિચાર કરી જવાબ આપવાનું જણાવ્યું. આમ વખત વિતવા લાગ્યો.

---

## (૨૧)
## સ્મરદેવની સ્વારી.

---

કાળા મ્હોંની તરલાએ કહ્યું હતું તેમજ બન્યું. રણજિત ફરી રમાની પાસે ગયો. એ વખતે એને જવાનું કારણ જુદું જ હતું. કાંઇ રમાએ એને તેડાવ્યો ન હતો. પ્રસંગોપાત કાંઈ પૂછવા કરવાનું થતું તો બારોબાર તરલાની મારફત રણજીત પાસેથી રમા ખબરઅંતર મેળવતી. પણ પછી તે રીત રણજિતથી સહી ગઇ નહિ; તેણે તરલાને સાફ સાફ કહી દીધું કે તમારા લોકોને ભરૂસે રહી રાજકારોબારને લગતી ખાનગી વાતો તમારી આગળ બોલી શકાય નહિ. હું પોતે જ રમાને કહેવા જેવું હશે તે કહી આવીશ. આવું કારણ બતાવીને રણજીત રમાની પાસે જઇ શક્યો. મુસલમાનો ક્યારે ચડી આવશે એ વિષેની બાતમી મેળવ્યા વગર રમાનો જીવ પડીક બંધા-એલો રહેતો હતો. કદાચ અણધાર્યો તે લોકો ખરા બપોરે ખાણાપીણાની વેળાએ ચડી આવે તો ?

રમાના ઉંચા જીવને શાંત કરવા વાસ્તે રણજીત મહેલમાં આવ્યો. તે દિવસે તેણે સાહસિક અને શરાતનભરી વાતો કરી ના. તેથી ઉલટું તેણે ભય અને કફોડી સ્થિત સૂચક વાતો રમાને કહી સંભળાવી. જે વડે પોતાને ફરી બોલાવવામાં આવે એવા પ્રકારની તેણે વાતો કરી. રમાને રણજીત તેના મનની માગણી જણાવી દે એટલું બધું તે સાહસ કરી શક્યો ના. સરલ હૃદયની રમા રણજીતનું પાપ કેમ કળી જાય ? પ્રેમઘેલી વાતો કરવાથી રણજિત તેના પાપમાં ફાવી જાય એવું બનવું અશક્ય હતું. કેમકે રમાના હૃદયમાં કે નેત્રમાં વિકારનો છાંટો સરખો ન હતો. ખેર !

ભયની વાત કરીને રણજિત વિદાય થયો. રમાએ તેના મોસાળમાં જવાનું ઇચ્છયું, પણ રણજિતે “ આજ નહિ, કાલે.” એમ કરી કરીને દહાડા લંબાવ્યા. એમ કરતાં કરતાં ફરી રમાને ચિન્તા થવા માંડી ને તેનાથી ભયનાં માર્યાં રહેવાયું ના. તેથી તેણે રણજીતને તેડાવ્યો. તે ફરી આવ્યો. આ પ્રમાણે દિવસો સુધી વ્યવહાર ચાલ્યો.

પણ પાણી ડહોળવું નહિ, ને માછલીને પકડવી; અથવા હસવું અને આટો ફાકવો એ બે વાત બને નહિ. રમાની સાથે ગમે તો પાંચસો વાર રણજીતનો મેળાપ થાત તો પણ તેનો દહાડો વળે તેમ ન હતું. શાથી કે રમાનું દિલ તદન સાફ હતું—એટલું બધું, કે રણજીતની વિકારી ભાવનાનો ભાવ સરખો તેના જાણવામાં આવ્યો ન હતો.

રણજીતે ધાર્યું, કે આમ રાતને પહોર, ચોરની માફક છૂપાતાં છૂપાતાં રમાને મળવા આવવું ઉચિત નથી. ગમે તેમ થાવ, પ્રસંગે મર્યાદા, પ્રસંગે મુખ મોકળી વાતો, પ્રસંગે મન પીગળાવનારી વાતો એવા ઢંગરંગથી સહવાસનું પરિણામ મનમાનતું આવશે એમ તેણે કલ્પ્યું. થયું પણ એમ જ. રમાએ અત્યાર સુધી રણજીતના હૃદયને ઓળખ્યું નહતું. પણ વાત વાતમાંથી તરલાની મારફત રમાને કાંઇક ખબર પડી.

એક દહાડો પહેરેગિર પાંડેમહારાજ સાથે તરલાને વાતચિત થઇ તે આ પ્રમાણે:—

" તમારા ભાઇ રાત કો હમેશાં ભીતર આવ જા કરતા હે, યહ ક્યું ? "

" તેમાં તારૂં શું જાય છે ? મૂઢ, તને તારા રોજગારની કાળજી છે કે નહિ? "

" કાળજી તો હૈ, લેકિન જાનકી કાળજી જાદે હૈ.

" તારે કોઇ બીજો જાન છે ? તારો જાન કે જે ગણું તે તો હું જ છું. ! "

" તુમ્હારે છોડનેસે મરેંગે નહિ; મગર જાન કે છૂટ જાનેસે સબ અંધેરા હો જાય ગા. તુમ્હારે ભાઈ કો હમ અબ ન છોડેંગે. "

" ન છોડીશ જા; હું તને છોડી જઇશ. પછી શું કરીશ ? "

" દેખો, વહ આદમી તુમ્હારા ભાઇ નહિ; કોઇ બડા આદમી હોગા. ઉસ્કે યહાં આનેકા ક્યા કામ હે ? કુછ માલુમ નહિ હોતા. માલુમ હોના ભી કુછ જરૂરી નહિ. ક્યા જાને વહ ભીતર કી ખબરદારી કે લિયે આતા જાતા હો ? તો ભી જબ છીપે તૌર સે આતા જાતા હે, તબ હમ લોગો કો ભી કુછ મિલના ચાહીએ. તુમ કો કુછ જરૂર મિલા હોગા. ઉસમેંસે આધા હમેં દે દો; ફિર હમ કુછ ન બોલેંગે. "

એ મને કશું નથી આપતો. આપશે તો તેમાંથી તને પણ મળશે. "

" આધા ભાગ. "

" જરૂર. "

તરલાએ વિચાર્યું, કે " એ ઠીક વાત છે. " રમારાણીનું કામ કરવાને અંગે તેના તરફથી તરલાને દરદાગીના ને કપડાં લતાં મળ્યાં હતાં પણ

રણજીત તરફથી કાંઇ મળ્યું ન હતું. તેથી ચાલાકી દાખવીને તરલાએ પાંડે મહારાજને શિખવ્યું: " ઠીક, હવે જો તે આવે તો તેને છોડીશ ના. હું ઘણું ઘણું તને સમજાવું તો પણ ના છોડીશ. જરૂર દોઢિયાં ઝરશે. "

આમ વાતચિત થયા પછી જે રાતે રણજિત અંતઃપુરમાં જવા માટે આવ્યો તે રાત્રે પહેરેગિર પાંડેએ તેને દરવાજામાં દાખલ થતાં ખાળ્યો. તરલાએ અગાઉના સંકેત પ્રમાણે પાંડેને ઘણો ય સમજાવ્યો પણ તેણે આ વખતે દાદ દીધી ના. રણજિતે પોતે નગરરક્ષક હોવાનું જાહેર કરવાનો કિમિયો તરલાને જણાવ્યો તરલાએ તે અખતરાને એવા અભિપ્રાયથી ઉથલાવી નાંખ્યો, કે એવી રીતે પ્રગટ થવાથી પહેરેગિર તો જવા દેશે, પણ અત્યાર સુધી મારા ભાઇ તરીકે તમે આવતા જતા હતા, તેથી એવો હલકો આદમી મને ફજેત કરીને લોકોમાં હલકી પાડશે.

ગમે તેમ પણ રણજિતનાથી તરલાના આવા અભિપ્રાયને તરછોડી શકાયો ના. ત્યારે વળી તેણે બીજો રસ્તો એવો લેવાનો ધાર્યો, કે પાંડેને અહીં જ પૂરો કરીને અંતઃપુરમાં જવું; પણ તેમ કરવા જતાં પરિણામ કદાચ વિપરિત આવી જાય એવી તેને દેહશત લાગી. છેવટ વિલે વદને એ રાતે તેને પાછું ફરવું પડયું.

ત્યાર પછી તરલાને અંતઃપુરમાં રમારાણી પાસે એકલી આવેલી જોઇને તેનું કારણ રમાએ પૂછ્યું ત્યારે તરલાએ કહ્યું:—

" એ આવ્યા હતા, પણ પહેરાવાળાએ રોકયા. "

" રોજ આવવા દેતો હતો ને આજ શાથી રોકયો ? "

" તેના મનમાં કશોક વહેમ આવ્યો. "

" વહેમ શાનો ? "

" જવા દો ને એ વાત. તમારે જાણવાની શી જરૂર છે ? તમને મારાથી એવી વાત નહિ કહી શકાય. ગમે તેમ કરીને એને શીઘ્રો દૂર કરી નાખવો જોઇએ. "

જે અશુદ્ધ છે તે પવિત્રને પણ પોતાના જેવા સમજીને તેની કને કામ લે છે. તે નથી જાણતા કે કલ્યાણી ચીજ પવિત્ર છે, તેથી તેને અપવિત્ર ન કરવી. તરલાની વાત સાંભળીને રમાને રૂંવે રૂંવે પરસેવો છૂટયો. કંપતા પીપળાના પાન પેઠ ધ્રૂજતી રમા વાયુથી ઢળી પડતી કદળીપેઠ જમીનપર પછડાઇ પડી. આંખો મિંચી તે અચેત જેવી થઇ ગઇ. તરલાએ ડસાવેલી વાત રમાનાં સ્વપ્નમાં પણ નહોતી આવી. તેનું ચિત્ત તો કેવળ મુસલમાનોના ભયમાં અને પોતાના બાળકના સુરક્ષિતપણામાં ગિરફતાર થએલું હતું. રમાને

હવે સમજાયું, કે આમ એકલાં, એકાન્તમાં પુરૂષને વારેઘડીએ બોલાવવામાં પોતે ભૂલ કરી હતી. "ઝેર ખાઈને મરી જાઉં, કે ગળે નખ દઈને!" એમ રમાને થવા લાગ્યું. ગળે નખ દઈને મરી જવાનું તેને ગમ્યું; કેમકે તેમ કરવાથી મુસલમાનોને હાથે મરતાં બચાશે. પણ લાગલોજ તેના બાળકનો ખ્યાલ આવ્યો. બાળકની સંભાળ કોણ રાખે? માટે વીર વિનાયકના આવ્યા પછી જે તે કાંઇ કરવાના નિશ્ચય ઉપર આવીને તેણે હવેથી રણજીતને બોલાવવાની વાત બંધ કરી. તરલાને પણ રણજિત પાસે મોકલવાનું બંધ કર્યું.

તરલા હવે આવતી ન હતી. રમા તેને બોલાવતી નહતી. રણજીતનું ચિત્ત ચગડોળે ચડ્યું હતું. તેણે ભૂખ, તરસ ને ઉંઘ ગુમાવી. અખંડ તે તરલાની શોધમાં ને રમાના વિચારમાં રોકાયેલો રહેતો. પણ તરલા રાજમહેલમાં રહેનારી દાસી છે. રસ્તે વાટે કે ઘાટે કાંઇ તે ટીચાય નહિ. એતો રમારાણીના હુકમને લીધે જ પહેલાં રણજીતની શોધમાં રસ્તામાં ફરતી હતી. રણજીતને તરલાનો પત્તો ન મળ્યો. છેવટ તેને તેડી આણવા વાસ્તે રણજિતે એક દાસીને તરલાને ત્યાં મોકલી. રમાની પાસે મોકલવાની તેની હિમ્મત ચાલી ના.

તરલાએ આવીને રણજીતને પૂછ્યું:

"શું કામ બોલાવવી પડી?"

"હવે કાંઈ ખબરઅંતર લઈ જતી નથી?"

"પૂછીએ છીએ ત્યારે ખરી ખબર તમે કહેતા નથી. અમારા લોકપર તમને ભરૂસો નથી!"

"એ તો ઠીક; હું પોતે જઈને કહી આવું છું."

"તેના પરિણામે ફળ એ મળવાનું છે, કે જેમાં તમારૂં અનીષ્ટ થવાનું છે."

"કેમ! હમણાં રમારાણીની સ્થિતિ કેવી છે?"

"રમારાણીને હવે આરામ થઈ ગયો છે."

"શું થયું હતું, તે આરામ થયો?"

"શું થયું હતું, તે તમે નથી જાણતા?"

"ના."

"નહોતા દેખતા, એ કેવાં બ્યાકુળ થઈ ગયાં'તાં તે?"

"એમ શાથી?"

"એમ ન થયું હોત તો તમે અંતઃપુરમાં જઈ શકત?"

"કેમ, હું કોણ છું?"

"તમે ? શું ત્યાં જવાને લાયક છો ?"

"તો હું કેવી લાયકાત વાળો છું ?"

"લંપટપણાની લાયકીવાળા ! મારા મહેરબાન, મોસાળ મોકલવી હોય, તો મને મોકલો; મેં બહુ દહાડા થયાં મારાં માબાપને દીઠાં નથી."

એમ કહીને હસતી હસતી તરલા ત્યાંથી ચાલી ગઈ. રણજીત સમજી ગયો કે વાત વંઠી છે. પણ ફિકર નહિ. તેણે ચોક્કસ સંકલ્પ કર્યો, કે ચ્હાય તો વિનાયકનું પણ નિકંદન નીકળી જાય તો ખેર, પણ રમાને તો કબજે કરવી. એ રાત તેણે આવા વિચારોમાં ગાળી.

---

## (૨૨)
## પોતાને ત્યાં.

---

દિવસો પછી લીલા અને ગંગા બન્ને વિરૂપા નદીને કાંઠે લલિતગિરિની ગુફા ભણી ગયા. વાચકોને સ્મૃતિમાં હશે, કે અગાઉ એ બેઉ જણ પેલા જ્યોતિષીની આજ્ઞાથી ફરી અહીં આવવાનો વાયદો કરી ગયાં હતાં.

એ સ્વામીજીએ ફક્ત ગંગાની જ સાથે વાત કરી. ગંગા એકલી જ સ્વામીની ગુફામાં ગઈ હતી. તે વેળા લીલા વિરૂપાને કિનારે જ ફરતી હતી. ફરતાં ફરતાં એક ન્હાના ડુંગરના શિખરપર ચડીને ત્યાં એક ચંદનનું ઝાડ હતું તેની છાંયા તળે બેઠી અને નીચે ધરતીપર નદી તટે ઉગેલી લીલી લીલોતરી અને વૃક્ષ લતાદિ સાથે વનલીલાની અપૂર્વ શોભાનું અવલોકન કરવા લાગી. ત્યાર પછી થોડી વારે ગંગા ગુફામાંથી બહાર નીકળી. સ્વામીજીનો શો આદેશ થયો એ વાત ગંગા પાસેથી જાણ્યા પહેલાં જ લીલાએ કહ્યું.

"આ વૃક્ષપરનાં પંખીનું કેવું મધુરૂં ગીત ! કાન તૃપ્ત થયા."

"સ્વામીના શબ્દ જેવું સુમધુર, કેમ ?"

"આ નદીના મનોહર કલકલ ધ્વનિ જેવું."

"નાથના કંઠસ્વર સરખું, નહીં ?"

"લાંબી મુદત થયાં નાથના કંઠસ્વરનો લાભ ગુમાવ્યો છે; હવે તેનો ખ્યાલ નથી રહ્યો. અરે પ્રભો-વિનાયકરાય !"

સ્વામીનું સ્મરણ કરાવવાની ખાતર ગંગાએ એવી વાત છેડી હતી. ગંગાએ લીલાને પૂછ્યું: "ફરી લાભ મળે તો ?"

લીલા લગીર શરમાઈ અને શરમાતે મુખડે બોલી: "સ્વામીજીએ મારાં નાથનાં દર્શન થાય કે તેમનું મિલન થાય તેવો કાંઇ આદેશ દીધો છે ?"

"સાથે મને પણ આવવાની આજ્ઞા કરી છે."

"કેમ ?"

"તેઓશ્રીએ કહ્યું છે, કે તેમ કરવું ઠીક છે."

"હવે મને ઠીક–અઠીકની લાગણી કયાં છે બ્હેન"

"પાછું સમજાવવું પડશે ?"

"નહિ; સમજી ગઈ."

"તમારા વાસ્તે ઠીક–અઠીકનું કારણ નથી. તમારા નાથના ભલાની આતો વાત છે."

"જો કે સ્વામીજીએ તદ્દન સ્પષ્ટ વાત નથી કરી. પણ તેમના કહેવાના માયનો મને એવો સમજાયો છે. તેમની આજ્ઞાને શિરસાવંધ્ય ગણીને હું પણ તમારી સાથે આવીશ."

લીલાને વિચારમાં પડેલી જોઈને ગંગાએ પાછું પૂછ્યુંઃ– "શો વિચાર કરો છો? પેલું અપશુકનીઆળ–વ્હાલાનો વિનાશ તમારે નિમિત્તે થવાનું સાંભરી આવ્યું ?"

"ના! હવે મને એવી વાતોમાં કંઈ જ વજૂદ નથી લાગતું. હું તેની તમા પણ કરતી નથી. કોણ કોને મારે છે બ્હેન! જે મરનાર છે તેને અગાઉથી જ કોઈએ મારેલા હશે! મારા નિમિત્તે કે બીજાના નિમિત્તે જે થવાનું હશે તે તો થશે જ. નિશ્ચિત વાતને કોણ મિથ્યા કરનાર છે? જે જગતપતિ છે એમણે જો મારે જ હાથે આ ભવના ભટકારાથી કોઈને છૂટો કરવાનું નિર્માણ કર્યું હશે તો કોનાથી તે વાત ખોટી થનાર છે? હું વનવનમાં રઝળું અથવા સમુદ્રની પેલી પાર જતી રહું તો પણ દૈવની આજ્ઞાને આધીન જ રહેવું પડવાનું છે. બ્હેન, હું તો હવે મારી જાત માટે સાવધાન રહીને જે વડે તેમનું ને સૌનું કલ્યાણ થાય તેવો પુણ્યનો માર્ગ ગ્રહણ કરીશ. મને પોતાને સુખ દુઃખની લોલુપતા નથી."

"તો વિચાર શો કરો છો?"

"વિચાર તો એ કરું છું, કે તેમના મન્દિરમાં જઈશ, ને તેમને મળીશ તો પછી મને પોતે છોડનાર નથી."

"જો જન્મપત્રિકાનો તેમને પણ હવે ડર નહિ હોય, તો પછી તમને શું કરવા છોડી દે?"

"જાવ; ઘેલાં કાઢો મા. હવે શું રાજાના વામ ભાગમાં બેસવાને હું લાયક રહી છું?"

" હાસ્તો. પહેલ વહેલાં તમને મેં જ્યારે વૈતરણીને કાંઠે દીઠાં'તાં ત્યારથી તમારૂં સૌન્દર્ય અને સદાચરણ તથા શિયળને હું કળી ગઈ હતી. "

" અં હં હં હં; મને એવું સાંભળવાનું નથી ગમતું. ગંગા બ્હેન, મારા હૃદયના ભાવો હું તમને કદાચ સમજાવી શકતી નહીં હોઉં. આપ જાણજો કે જે **લીલા**ને પહેલ વહેલી તમે વૈતરણીને તીરે દીઠી'તી તે **લીલા** હવે રહી નથી. તમારા સંસર્ગે તેના અવતારનું રૂપાન્તર થએલું માનજો. હવે **લીલા** જે છે, તે સંન્યાસિનીની શિષ્યા છે. તમારી શિષ્યાને લઈ જઇને મહારાજ વીર **વિનાયક** શું સુખી થશે ? પોતે સુખી થાય તો ભલે થાય. તેમનું સુખ જોઇ મારી આંખો ઠરશે. મહારાજને મળવાથી હું નથી સુખી થનારી, મને નથી દુઃખ થનારૂં. તમારી આ રાંક શિષ્યા ઉદાસિન છે. તમારી આ શિષ્યા રાજરાણી બનવાને લાયક નહિ હોય. "

" વાહ; **લીલા** બ્હેન ! તમારા આટલા ખુલાસા છતાં હજુ જાણે તમારૂં અંતર ઉંડાણમાં દાઝતું હોય એવું મને લાગે છે. "

" તે ખરૂં છે. મને ચચણાટ થાય છે. એટલા માટે, કે જ્યારે મારા નાથ એમ સમજશે, કે મૂળની **લીલા**નું **લીલા**પણું હવે રહ્યું નથી અને એક સંન્યાસિનીના અંશોથી તેના આત્મા અને દેહ અલંકૃત થએલો છે, ત્યારે પોતે દુઃખી થશે–એટલા પૂરતું મને લાગી આવે છે. "

" સમયે જે બને તે ખરૂં, અગાઉથી આપણે એવાં અનુમાન બાંધી નકામી ખટપટમાં ન પડવું જોઇએ. "

" **લીલા**ને એ ઉપદેશ ગળે ઉતર્યો. સ્વામીજીએ ગંગાને બે ત્રિશૂળ આપ્યાં તેમાંથી એક ત્રિશૂળ ગંગાએ રાખ્યું, બીજું **લીલા**એ લીધું, પછી બન્ને પર્વતપર ચડી વિરૂપાના કિનારાવાળા રસ્તે થઇ ગંગાનદીની પેલી બાજુ ચાલ્યાં. ચાલતાં ચાલતાં ચરણને ચંપાતી વનલતાઓએ વિકસેલાં પુષ્પોને લઈ લઈને તેમાંની કુદરતી કારિગિરી જોઇ જોઇ ઇશ્વરની લીલામાં **લીલા** તન્મય થવા લાગી અને એવી રીતે સપાટામાં રસ્તો વટાવી શકાતો.

---

## (૨૩)
## પ્રપંચનું પગરણ.

---

બન્દેઅલી નામનો 'ભૂપણા' નો એક ઉતરતી કોટિનો મુસલમાન ઉચ્ચ જાતિના મુસલમાનની ઓરતને કહાડી લાવી તેની સાથે તેણે નિકાહ કરી નાખ્યા હતા. રખેને તે ઓરતનો મૂળ ધણી તેને પજવે, એવા સંભવથી

અગમચેતી વાપરીને બન્દેમિયાં બીબીને લઇને મહમ્મદપુર ન્હાસી આવી ત્યાં જ રહેતો હતો. રણજીતનો તેની સાથે પહેલેથી જ પરિચય હતો. રણજીતની રહેમનજરથી તે વિનાયકની નગરરક્ષક સેનામાં સિપાહી તરીકે ગોઠવાઇ ગયો હતો. રણજીતને તેનાપર સોળેસોળ આની ભરૂસો હતો. આ પ્રસંગે છૂપી રીતે બન્દેમિયાંને રણજીતે તોરાબખાંની પાસે મોકલ્યો. તેણે તોરાબખાંને ખાનગી રીતે કહેવડાવ્યું, કે " મંત્રી ગુણવંતરાય બહુ ચાલાક પુરૂષ છે. તેમણે જે એવું કહાવ્યું છે, કે નાણાં મળતાં મહમ્મદપુર ફોજદારને હવાલે કરીશ, એ કેવળ ચાલાકી ભરેલી વાતો જ છે. એવો કસબ વાપરીને વખત વિતાવવાનો તેમનો હેતુ છે. એટલામાં વિનાયક દિલ્હીથી આવી પહોંચશે. આમ તે અમને પણ જણાવે છે. નગર તેમના અધિકારમાં નથી. જો તે ધારે તો પણ નગર ફોજદારને સોંપી શકે તેમ નથી. નગર તો મારા અધિકાર હેઠળ છે. મારા આપ્યા સિવાય નગર કોઇને મળી શકે નહિ. ખુદ વિનાયકને પણ ન મળી શકે. હું ધારૂં, તો ફોજદારને નગર સોંપી શકું. પણ એ સંબંધી વાતચિત મારી જાતે હું ફોજદારની હુજૂરમાં કરવા ઇચ્છું છું. તે વગર ચોકસાઇ થઇ શકે નહિ. પણ હું ફોજદારની નજરે ગુન્હેગાર આદમી છું. જીવના જોખમે નગર બહાર નીકળવાને મારો જીવ ચાલતો નથી. જો ફોજદાર માફીનો પરવાનો મને આપે તો હું હજુરમાં હાજર થઇ શકું. "

રણજીતના સારા ભાગ્યે બન્દેઅલીની બ્હેન આ વખતે તોરાબખાંની વહાલી બેગમ હતી. તેથી ફોજદારના પાસે જવામાં બન્દેઅલીને કશી અડચણ પડી નહિ. ભલી રીતે વાતચિત થઇ. રણજીતને માટે બન્દેઅલીને માફીનો પરવાનો લખીને તોરાબખાંએ આપ્યો અને તોરાબખાંએ પોતાના હાથે રણજીતપર ચિઠ્ઠી લખીને આપી, કે " તમારી તમામ કસુર માફ કરવામાં આવી છે, આવતી કાલે રાતે હજૂરમાં હાજર થજો. "

ચિઠ્ઠી અને પરવાનો લઇને બન્દેઅલી જે નાવમાં બેસીને નદીપાર ઉતર્યો હતો એજ નાવમાં બેસીને ભૂષણાથી પાછો મહમ્મદપુરમાં દાખલ થયો. એજ નાવમાં ચાંદશાહ નામનો ફકીર પણ હતો. એ પણ ભૂષણાથી મહમ્મદપુર આવતો હતો. ફકીર સાથે બન્દેઅલીને વાતચિત થઇ. ફકીરે બન્દેઅલીને પૂછ્યું:—

" કહાં ગયે થે ? "

" ભૂષણા ગયા થા. "

ચાંદશાહે ભૂષણા જવાનું કારણ પૂછ્યું. બન્દેઅલી ફોજદાર સાહેબ

જેવાને મળીને આવેલો હતો તેથી તેનો મિજાજ ઓર જામી ગયો હતો. મિજાજના રૂઆબમાં ને રૂઆબમાં ભૂષણાની ખબર કહેતાં કહેતાં ફોજદાર સાહેબને મળી આવ્યો ત્યાં સુધીની તેણે વાત કહી દીધી, સાંભળીને ચાંદશાહ ચકિત થયો. ચાંદશાહ વિનાયકનો હિતેષી હતો. તેણે સ્વગત ગાંઠ વાળી કે આ વાતમાં કંઇ ભેદ ભરમ હોવો જોઇએ. તેની તપાસ થવી ઘટે છે.

---

## (૨૪)
## પ્રપંચજાળ પથરાઇ.

સંકેત પ્રમાણે રણજીતે ફોજદાર તોરાબખાંને મળીને એકાન્તમાં વાત કરી. તોરાબખાંએ તેને કોઈ રીતનો ડર ના બતાવ્યો. કામ કેવી રીતે લેવું તેને લગતી તમામ વાત થઇ. ફોજદારનું લસ્કર મહમ્મદપુરના કિલ્લાની સામે જઈ પહોંચે તે વેળાએ કિલ્લાનો દરવાજો રણજીત ઉઘાડી દે એમ ઠર્યું; જેથી લસ્કર અન્દર દાખલ થઇ શકે. પણ ફોજદારે શંકા બતાવી. કે "એતો ઠીક, પણ સમરસેનની પાસે ભારે ફોજ છે, તે અમારૂં લસ્કર કિલ્લાની અન્દર દાખલ થતાં ખરા જોર નૂરથી લડશે. લડાઇમાં જય અને પરાજય ઊભય છે. જો અમે જીતીએ તો પછી તમારી મદદ વગર પણ કિલ્લો કબજે કરી શકીએ એમ છીએ અને હાર્યા તો તમારી શી મદદ ખપમાં આવે એવી હતી? કાંઇ કિલ્લાની અન્દર દાખલ થવાથી જ કામ સરી ગયું એમ કહેવાય નહિ. આ વાતનો કાંઇ તોડ કહાડી શકો છો.?" ત્યારે રણજિતે ખુલાસો કર્યો:

"ભૂષણામાંથી મહમ્મદપુરમાં આવવાના રસ્તા બે છે એક ઉત્તર બણીનો, બીજો દક્ષિણ દિશાવાળો. દક્ષિણને રસ્તે થઇને આવતાં કેટલેક આઘે જઇને નદી ઓળંગવી પડે છે. ઉત્તર દિશામાં થઇને દાખલ થતાં સામે જ નદી ઓળંગવાની છે. આપ દક્ષિણ દિશાએ થઇને ચડાઇ કરો. સમરસેન એવી રીતે ભૂલાવો ખાશે જ. કેમકે કિલ્લાની સામે નદી પાર ઉતરવાનું કામ કઠિન અથવા અસંભવિત્ છે. તેથી જ્યારે તે સેનાનીઓ લઇને દક્ષિણ ભણી આવે, કે તરતજ આપના વહેંચાયેલા લશ્કરને ઉત્તર ભણી થઇને કિલ્લા આગળ ચાલ્યા જવાનો હૂકમ ફરમાવશો. તે વખતે કિલ્લાની અન્દર લસ્કર નહિ હોય. કેમકે તેતો દક્ષિણ ભણી લઇ ગયેલા હશે. હશે તો પણ ઘણું થોડું. આ વ્યૂહથી આપ સહજમાં કિલ્લો હાથ કરી શકશો."
ફોજદારે વિચાર કરીને પાછું પૂછ્યું:

"ધારો કે સમરસેન દક્ષિણ દિશા તરફ જતાં જતાં એમ જાણે, કે અમારૂં લશ્કર ઉત્તર દિશા ભણી વળી રહ્યું છે તો તે પણ એ તરફ પાછા ફરી શકે નહિ ?" રણજીતે વાતનો નિષ્કર્ષ કહાડતાં કહ્યું:

"આપ અડધનું લશ્કર રાખો ઉત્તરમાં ને અડધનું રાખો દક્ષિણમાં. ઉત્તર ભણીની સેનાને એવી છૂપી રીતે રવાને કરવી કે તેમની કૂચની કોઇને ખબર ન પડે. એ સેના રાતોરાત રવાને થઇ નદીના કિનારાપરની ઝાડીમાં છૂપાતી પડી રહેલી હોવી જોઇએ. પછી જ્યારે સમરસેન તેમની ફોજ લઇને દક્ષિણ ભણી કૂચ કરે, ત્યારે તેમની પૂઠ ફર્યા બાદ છૂપાએલું ઉત્તર ભણીનું લશ્કર નદી પાર ઉતરી કિલ્લામાં દાખલ થાય એવી યોજના રાખવી પડશે. વળી એ રીતે સમરસેનની ફોજ ઉત્તર અને દક્ષિણની વચમાં સપડાઇ જશે."

ફોજદારને આ સલાહ સત્તરઆની લાગી. પોતે સંતુષ્ટ થયા. તેમણે રણજીતને મોકળા મનથી પૂછ્યું:–" ખેર. અમને લાગે છે, કે તમે અમારા ખરા ખેરખ્વાહ છો. કોઇ ઇનામની આશાએ જ તમે આવું પગલું લીધેલું હોવું જોઇએ. એમાં શક નથી. કહો, શું ઇનામ જોઇએ છીએ ?"

રણજીતે મનના મનોરથ ફળિત થવાનાં ચિહ્ન દીઠેલાં જાણીને મન-વાંચ્છિત ઇનામ કહી સંભળાવ્યું. ઇનામમાં રમાની માગણી થઇ હતી !

ફોજદારે ઇનામ મેળવી આપવાનું વચન આપ્યું. હાલ તો રમાને બદલે વચન જ મેળવીને રણજીત જેવો આવ્યો હતો તેવો. છૂપી રીતે ભૂપણાથી મહમ્મદપુર પાછો ફર્યો. તેને ખબર શાની હોય, કે ચાંદ શાહ ફકીરે ચોકસાઇ કરવા માંડી છે !

―――•―――

## (૨૫)

## મહમ્મદપુરમાં.

સાયંકાળ વેળા વટયા પછી છૂપા જાસૂસે આવીને ગુણવંતરાયને બાતમી આપી કે ફોજદારની ફોજ દક્ષિણના માર્ગે થઇને મહમ્મદપુર પર ચડાઇ કરવા માટે આક્રમણ કરી રહી છે.

ગુણવંતરાયે સમરસેનને અને રણજીતને બોલાવ્યા અને એકમેક વચ્ચે વ્યવસ્થાને લગતી વાતચિત થઇ. એવો નિશ્ચય થયો, કે સમરસેન ફોજ લઇને આજરાતે દક્ષિણ બાજુ કૂચ કરે. જેથી મુસલમાન ફોજ નદી ઓળંગી ન શકે.

આ તરફ યુદ્ધની તૈયારી માટેની ધમાલ મચી રહી. સમરસેન પહેલેથી જ તૈયાર હતો. તેણે ફોજ લઇને એજ રાતે દક્ષિણ દિશા ભણી પ્રયાણ કરી તે માર્ગ રોકયો. કિલ્લાની રક્ષા માટે થોડાં માણસો રાખવામાં આવ્યાં, જે રણજીતને સ્વાધીન હતાં.

આવી હીલચાલમાં વાચકોને કુળી ભોળી રમા યાદ નથી આવતી? સૌએ મુસલમાનોના આક્રમણની ખબર સાંભળી તેવી રીતે રમાને કાને પણ એ સમાચાર પહોંચ્યા. તરલાએ રમારાણીને પૂછ્યું: "બા સાહેબ, હવે પિતાને ત્યાં જતા રહેવાની તૈયારી કરવી પડશે." રમાએ દૃઢ ઉત્તર આપ્યો: "મરવું પડશે તો અહીં જ મરીશ: કલંકને પંથે કદી નહિ ચડું. પણ તું એકવાર રણજીતની પાસે જા. મારૂં ગમે તેમ થાવ. પણ મારા બાળકનું રક્ષણ કરવાનું રણજીતે સ્વીકારેલું છે. તે વાતની તેમને ચેતવણી આપ, કે વખત આવે તે મારા બાળકની રક્ષા કરે. મારી સાથે તો હવે કોઇ રીતે તેમનો મેળાપ નહિ થાય, એ પણ કહી દેજે."

રમા તેની ઉકળેલી લાગણીને ઠંડી પાડવા સારૂ મોટાં રાણી રાધાકને જઇ બેઠી. નગરમાં આ રાતે કોઇને નિરાંતે નિદ્રા ના આવી.

આજ્ઞા લઇને તરલા રણજીત પાસે જઇ પહોંચી. તે રાતને પહોર પોતાના મકાનમાં એકલો બેઠો બેઠો ગંભીર ચિન્તામાં પડીને વિચાર કરતો હતો. રત્ન મેળવવાની આશાથી રણજીત સમુદ્રમાં ડુબકી મારવાને સજ્જ થયો છે પણ ડુબકીમાંથી બહાર નીકળતી વેળાએ કિનારે નીકળાશે કે નહિ એનો વિચાર તે કરતો હતો. છેવટ તેણે ભગવાનપર ભરૂસો રાખ્યો. ભલા આદમીને એટલું પણ ભાન ન હતું, કે ભગવાન કયારે ભૂંડા કામમાં ભાગ લે છે?

એ અરસામાં તરલા તેની પાસે આવીને ઉભી રહી. તેણે રમારાણીએ કહેલો સંદેશો રણજીતને કહી સંભળાવ્યો. જવાબમાં રણજીતે કહ્યું:–"

"કહો, તો આ જ વખતે જઇને રમાના બાળકને લઈ આવું."

"એમ તો નહિ બને. જ્યારે મુસલમાનો નગરમાં દાખલ થાય ત્યારે જ આપને બાળકની રક્ષા કરવાની છે; રાણીજીની ઇચ્છા એવી છે."

"તે વખતે શું થશે એ કોણ કહી શકે છે? જો રક્ષણની ખાસ ઇચ્છા હોય તો આ તકે જ મને બાળક સોંપવું જોઇએ."

"હું લઇ આવું?"

"નહિ, મારે જાતે જવાની જરૂર છે. રમા રાણીને બીજા ઘણા છૂપા ...રેણા ...હેવાના છે."

"એમ કે? આવજો હોળી દીવાળી વચ્ચે." એમ કહીને હસતી હસતી તરલા ત્યાંથી વિદાય થઇ. પણ રણજીતના મકાનની બહાર નીકળ્યા પછી સરિયામ રસ્તાપર આવતાં તરલાનું હસવું એકદમ બંધ થઇ ગયું. તે છેક આભી બની ગઈ. તેણે જોયું, કે પોતાની સામે પ્રાતઃકાળે ચળકતા ભુખરા તેજવાળા તારકગણ સરખો પ્રકાશ ફેંકતી ત્રિશળધારી બે મૂર્તિઓ ઉભી હતી. તરલાએ તે બન્નેને પાર્વતીજીની અનુચરીઓ જાણીને તેણે નમન કર્યું. એમાંથી એક જણે તરલાને પૂછ્યું:—"કોણ છે, તું? નગરરક્ષકના મકાનપર આટલી મોડી રાતે શું કરવા આવી હતી?" ધ્રુજતાં ધ્રુજતાં તરલાએ ઉત્તર આપ્યો, "હું છોટાં રમારાણીની ગૃહદાસી છું. તેમના આજ્ઞાથી અહીં આવી હતી. તે તરલાને એની વચમાં રાખી, બન્ને જણ પોતાની સાથે એક દેવ મંદિર તરફ લઇ ચાલ્યાં.

---

## (૨૬)

## રાજ્યલક્ષ્મી.

મંત્રી ગુણવંતરાયને એ આખી રાત્રી ઉંઘ આવી ના. રાતભર નગરમાં પોતે ફરતા રહ્યા અને જોયું કે નગર રક્ષાની કશી ચોકસ વ્યવસ્થા રણજીત કરી શકયો નથી. ગુણવંતરાય રણજીતનું આ બાબત ધ્યાન ખેંચતા, તો તેમને કડવો ઉત્તર મળતો. આમ થવાથી ગુણવંતરાય ખેદ પામતા એક કુશાસન પર બેસીને સૌનું સંરક્ષણ કરનાર સરજનહાર પર આશા ને શ્રદ્ધા રાખતા તેનું સ્મરણ કરવા લાગ્યા. એવામાં જ ચાંદશાહ—આ નિમકહલાલ નોકર ચાંદશાહ—ફકીરે આવીને ગુણવંતરાયને નિવેદન કર્યું, કે રણજીત તો ભૂષણ ગયો હતો અને ફોજદાર સાથે મળી જઈને તેણે નગર સુપરત કરવાની ગોઠવણ કરી નાખી છે! એવી વાત સાંભળીને ગુણવંતરાય ચોભીલા જ પડી ગયા, એકવાર તો તેમણે એમ પણ ધાર્યું, કે થોડાંક માણસો લઇને રણજિતને પકડી કબજે કરી લેવો. પણ મુરાદ બર આવે એવી ન હતી. શાથી કે જે કંઇ જૂજ સિપાઇઓ હતા, તે રણજીતને સ્વાધીન થએલા હતા. જો આ વખતે સમરસેન હોત તો કંઇ બની શકત. કેમકે સિપાહીઓ તેના તાબામાં રહે છે. પણ સમરસેનને દક્ષિણ દિશા તરફ મોકલીને બાજી કથાળી દીધી—એમ મંત્રીજીને લાગ્યું. મંત્રીજીને મહા ખેદ થયો. તેમના ઉમેદ આવા ભેદથી ભાગી જવા લાગી. પોતે હતાશ થતા કેવળ પાપમોચન પરમાત્માનું ચિન્તન કરતા, હવે શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યા.

એટલામાં એકાએક તેમણે પોતાની સમુખ સુંદર કાન્તિમય ત્રિશુળધારી જાણે દિવ્યશક્તિ હોય તેવી સંન્યાસિનીને દીઠી. દર્શન કરીને અતિ આતુરતાથી મંત્રીએ પૂછ્યું:

" માજી, આપ કોણ હશો ? "

" ભલા ! શત્રુ સમીપ છે. આ નગરના રક્ષણનો કશો ઇલાજ કેમ કર્યો નથી, એ પૂછવા આવી છું. "

જેણે તરલાની સાથે વાતચિત કરી હતી અને હવે જે મંત્રીજી સાથે વાત કરે છે તે સંન્યાસિની ગંગા છે. ગંગાનો પ્રશ્ન સાંભળીને મંત્રીજી વિસ્મિત થયા. તેમણે પૂછ્યું:--

" માજી પોતે જ આ નગરનાં **રાજ્યલક્ષ્મી** ? "

" હું જે છું તે છું; મારા પ્રશ્નનો ખુલાસો કરો. નહિ તો અકલ્યાણ થવાનું. "

" માજી, મારે અધીન કશું રહ્યું નથી. મહારાજે નગરરક્ષકના ઉપરજ નગરરક્ષની જવાબદારી નાખી છે. પણ નગરરક્ષક ફરજ ભ્રષ્ટ થયો લાગે છે. ફોજ મારે સ્વાધીન નથી. મારે શું કરવું ? આજ્ઞા આપો. "

" નગરરક્ષક વિષે જે બન્યું છે તે તમે સાંભળ્યું છે ? વિશ્વાસઘાત તો નથી થયો ને ? "

"સાંભળ્યું તો છે. રણજીત તોરાબખાં પાસે ગયો હતો. એમ સમજાય છે, કે તેણે નગર તોરાબખાને હવાલે કરવાનું કબૂલ્યું છે. માજી, મને ખાતરી પૂર્વક એમ લાગે છે કે પોતેજ **રાજ્યલક્ષ્મી** છો. દયા કરીને આપે આ વેશમાં દીનદાસને દર્શન દીધાં છે. તો હવે આપ આપની તેજ પ્રભા પાથરી નગરને ઉગારો. "

એમ કહીને ગુણવંતરાયે ગદ્દગદ્દકંઠે ભક્તિપૂર્વક તેમની જયવાણી ભાખી પ્રણામ કર્યા.

" વારૂ; નગરની રક્ષા અમે કરીશું. " એમ કહીને ગંગા ત્યાંથી વિજળી વેગે વિદાય થઇ. લીલા સંકેત સ્થળે ઉભી હતી ત્યાં ગંગા તેને મળી અને પછી તેઓ રણજીતના મકાન તરફ ચાલ્યાં.

---o---

## (૨૭)
## રાજ્યલક્ષ્મીનો પ્રભાવ.

તરલાના ગયા પછી રણજીતની આંખે અંધારાં આવ્યાં. તેને દશે દિશાઓ શૂન્ય દેખાવા લાગી. રમાનો રણજીતપર પ્રેમ ન હતો. રણજીત રમાના મોહનો કીડો બન્યો હતો. બન્નેનો મેળ કેમ ખાય ? રણજીત શૂન્યચિત્તે વિચાર કરતો હતો એવામાં તેનાં રૂંવે રૂંવાં ખડાં થઇ ગયાં. તેણે જોયું, કે મકાનપર પ્રભાતકાળના નક્ષત્ર સરખા ઉજ્વલ તેજયુક્ત ત્રિશૂળધારી ભૈરવ મૂર્તિ ખડી હતી. તેના અંગની કાન્તિથી મકાનમાં પ્રકાશતી દીપકની જ્યોતિ પણ ઝાંખી પડી જતી હતી. કલ્પો કે સાક્ષાત્ ભવાની દેવી અવતાર ધરીને ભવાબ્ધિમાં ઉતરી છે ! લાગલાજ રણજીતે રાજ્યલક્ષ્મીને પ્રણામ કર્યા. અને એ હાથ જોડી બેઠો હતો ત્યાંથી એકદમ ઊભો થઈ ગયો. તેણે પૂછ્યું:—

"સેવકને શી આજ્ઞા છે ?"

"બેટા, તારી કનેથી કંઇક માગવા આવી છું."

"જે જોઇએ તે માગો. આપીશ."

"મને એક ગાડી ભરીને દારૂગોળો આપ. સાથે એક ફાંકડો ગોલંદાજ તોપ ફોડનાર સોંપ."

રણજીત ગંભીર વિચારમાં પડ્યો. ગભરાતાં ગભરાતાં પણ મનપર કાબુ રાખીને તેણે પૂછ્યું:—

"દારૂગોળાને પોતે શું કરશો માજી ?"

"દેવોને જરૂર છે."

રણજીતને સંદેહ થયો. તે વિચારવા લાગ્યો, કે આ જો કોઈ દેવી હોય, તો તેને દારૂગોળાની શી જરૂર ? અને માનવી હોય તો તેને દારૂગોળો કેમ અપાય ? કોઇના તરફથી ગુપ્ત ચર તો નહિ હોય ? છેવટ તેણે પૂછ્યું:—

"માજી, પોતે કોણ હશો ?"

"હું ગમે તે છું. રમા અને તરલા વચ્ચેના તારા સંબંધની જાણકાર છું. તારૂં ભૂષણામાં જવું અને ત્યાં થએલા ઠરાવથી હું માહિતગાર છું. બોલ, મારૂં વધારે ઓળખાણ જોઇએ છે ? ચાલ, ત્વરા કર. હું જે માગું છું એ રજુ કર. નીકર આ ત્રિશૂળથી તારો હમણાં જ વધ થશે."

એમ કહીને ક્રોધરક્ત લોચન સાથે રાજ્યલક્ષ્મીએ ત્રિશૂળનો ચમકારો કર્યો. સમરદેવને સ્વાધીન થઈ છેક નિર્માલ્ય બની ગએલો રણજીત ગભરાયો. તેણે રાજ્યલક્ષ્મીની માગણી પૂરી પાડી. ગાડી ભરીને દારૂગોળો અને તેને

ફોડનાર એક પ્યારેલાલ નામનો આદમી બન્ને આપ્યાં. તે લઈને રાજ્યલક્ષ્મી ત્યાંથી વિદાય થઇ. તેના ગયા પછી રણજીતે કિલ્લાનાં દ્વાર બંધ રાખવાનો પહેરગિરને હુકમ ફરમાવ્યો, જેથી તેની આજ્ઞા સિવાય કોઇ અંદર દાખલ થઇ શકે ના.

બહાર ઉભા રહેલી લીલા અને ગંગા ( રાજ્યલક્ષ્મી ) દારૂગોળો લઇને ગોલંદાજની સાથે કિલ્લાની બહાર જ્યાં રાજ્યઘાટ હતો ત્યાં ગયાં. જતાં જ તેમણે જોયું, કે એક ઊંચા કદનો, મજબૂત બાંધાનો ને મનોહર કાન્તિવાળો પુરૂષ ત્યાં બેઠા હતો.

એ પૈકી એક સંન્યાસિની એ દારૂગોળાની ગાડી અને ગોલંદાજને લઇને કેટલેક આઘે જઈ ઉભી રહી. બીજી સંન્યાસિનીએ એ પ્રભાવશાળી પુરૂષની પાસે જઇને પૂછ્યું:—

" આપ કોણ છો ? "

" તમે કોણ છો ? "

" તમે કોઇ વીરપુરૂષ લાગો છો. જો તેમ હોય તો દારૂગોળો મોજુદ છે. લ્યો. તોપ તમારી પાસેજ છે. તૈયાર થાવ. નગરની રક્ષા કરો. શત્રુને હઠાવો. "

પેલો પુરૂષ અચંબો પામ્યો. સંન્યાસિનીને દેવી સમજીને તેણે રાજ્યલક્ષ્મીને પ્રણામ કર્યા, અને કેટલીક ક્ષણો વિચાર કર્યા પછી, ધીમો એક નિઃશ્વાસ નાખીને તે બોલ્યો:—" આટલાથી શું વળશે ? "

" તમારી શી ઇચ્છા છે ? "

" જે ઇચ્છા છે, તે નગરરક્ષા કર્યા પછી ફળશે ?

" ઇચ્છા ફળશે ને મેળવવાનું છે તે મળશે. કાર્ય આરંભો. " એટલું કહીને સંન્યાસિની ત્યાંથી વાદળમાં છૂપાતી વિજળી પેઠ મિટ માંડતાં અદશ્ય થઇ ગઇ.

---

## (૨૮)
## વિગ્રહમાં વિનાયકનો વિજય.

પાછળ જણાવ્યા પ્રમાણે મંત્રી ગુણવંતરાયને તે રાતે ઉંઘ આવી ના. પોહો ફાટતા પહેલાં તે મંત્રીજી રાજમહેલની છેક ઊંચી અટારીપર ચઢીને ચારેબાજુ જોવા લાગ્યા. તેમણે જોયું, કે નદીની પેલી પાર કિલ્લાની લગ-

ભૂગ સામેના ભાગપર સેંકડો નૌકાઓ નાંગરાઈ છે. કિનારાપર સંખ્યાબંધ આદમી મળેલા છે; પણ હજુ ભરભાંખરૂ થએલું હોવાથી તે લોકો કોણ છે તે બરાબર દેખી શકાતું ન હતું. પછી ગુણવંતરાયે રણજીતને અહીં બોલાવ્યો. તે આવ્યો. ગુણવંતરાયે લગીર કરડી નજર કરીને તેને પૂછ્યું:– "સામે આટલી બધી નૌકાઓ શાની છે?" રણજીતે સંક્ષેપમાં ઉત્તર આપ્યો– "શી ખબર?" ગુણવંતરાયે ફરી ધ્યાન ખેંચ્યું–" જુઓ, કિનારાપર લોકના થોકેથોક એકઠા થયા છે. આટલી બધી નૌકાઓ ને એટલા બધા આદમી શા વાસ્તે એકઠા થયા હશે?"

આમ વાર્ત્તાલાપમાં ઉજેશ થયો. પ્રભાત થતાં માલમ પડ્યું, કે એ સઘળા સૈનિકો છે. ગુણવંતરાયે રણજીતને કહ્યું: " રણજીતરાવ! સત્યાનાશ થઈ ગયું! અમારા જાસૂસે અમને દગો દીધો અથવા જાસૂસ પોતે ઠગાયો. દક્ષિણ દિશા ભણી ફોજ મોકલી, પણ ફોજદાર તો તેની ફોજ ઉત્તર તરફ લઈને આવે છે! હવે રક્ષાનો કોઈ ઉપાય?"

**રણજીત:**—કેમ? હું હાજર છું ને! કહો, શું કરવું?

**ગુણવંતરાય:**—તમે જૂજ આદમીના જૂથથી શું કરી શકવાના હતા? કાલે મેં તમારૂં ધ્યાન ખેંચ્યું ત્યારે તમે વાત ગણકારી ના ને ઉલટાં મને કડવાં વચન સંભળાવ્યાં. હવે રક્ષાની જવાબદારી કોણ માથે લે છે?

**રણજીત:**—ડરવાની જરૂર નથી. સામી બાજુ જે સંખ્યા જણાય છે તે કાંઈ ઝાઝી નથી. તીરપર જઈને હું જે કંઈ મારી કને ફોજ છે તે લઈ ઊભો રહું છું. જો તે તીરપર આવશે તો અમે તે લોકોને ઠાર કરીશું.

રણજીતની મરજી જ કિલ્લાની બહાર ફોજ લઈને જવાની હતી. કિલ્લાનાં કમાડ ઉઘાડાં રાખી રણજીત ફોજ સાથે બહાર નીકળી જાય એટલે મુસલમાનોને અંદર દાખલ થવામાં જરા પણ અંતરાય નડે નહીં, આ તેની મતલબ હતી. ગઈ કાલે તેણે જે મૂર્તિ દીઠી હતી તે તેને કેટલી બધી ભયાનક લાગી હતી! શું આજ તે બધું ભૂલી ગયો! ગુણવંતરાયે રણજીતની બધી વાતો સમજી લીધી. તો પણ તેમણે કહ્યું:

" ઠીક, જો એ રસ્તો અનુકૂળ દેખાતો હોય, તો તેમ કરો. શીઘ્ર જાવ. ફોજ લઈને નગર બહાર માર્ગ રોકો. ખાલી જણાતી નૌકાઓમાં સેનાનીઓ બેસીને આ તરફ આવવાનો ચોક્કસ સંભવ લાગે છે. માટે વિલંબ ન કરો."

મરજી મુજબની આજ્ઞા થતાં જ રણજીત રાજમહેલની નીચે ઉતાવળો

ઉતાવળો ઉતર્યો. ગુણવંતરાયે ભારે ભય સાથે જોયું, કે લગભગ પચાસ નૌકાઓમાં છસો સાતસો સેનાનીઓ બેસીને ક્રમબંધ કિલ્લા તરફ આવે છે! ગુણવંતરાય ઘણા અધીરા થઈને જોવા લાગ્યા કે રણજીત ક્યારે ફોજ લઈને બહાર નીકળે છે! પણ એકદમ તેમને સાંભરી આવ્યું "અરરરર, રણજીતનો વિશ્વાસ ક્યાં કર્યો! હવે સઘળું પાયમાલ થવાનું! તે પ્રકાશ કેં કતાં રાજલક્ષ્મી ક્યાં હશે? શું તેમણે પણ દગો દીધો! ગુણવંતરાય રણજીતને માટે મહેલની અટારીપરથી નીચે ઉતરવા જવા તૈયાર થતા હતા તેવામાં જ ગગનમાં થતી ગાજવિજ સાથે મેઘનો કડેડાટ થતો હોય તેમ એકદમ તોપ ફુટવાનો અવાજ તેમણે સાંભળ્યો. એ અવાજ મુસલમાનોની નાવપરથી નહતો આવ્યો. નાવપર તોપો ખડકાએલી જ ન હતી. ગુણવંતરાયે બરાબર જોવા માંડયું, તો જણાયુ કે તોપનો ગોળો છૂટવાની સાથે જ મુસલમાનોની એક નાવ નદીના જળમાં ડુબી ગઈ, ને તેમાંના સેનાનીઓ જે કોઇ બચવા પામ્યા હતા તે તરીને બીજી નાવમાં બેસવા માટે બાથડીઆં મારતા હતા.

"તો શું તે અમારા તરફની તોપ હશે?" એમ વિચાર કરતા ગુણવંતરાયે જોયું કે હજુ એક પણ સિપાહી કિલ્લા બહાર નીકળ્યો નહતો, કિલ્લાના બુરજપર જ્યાં તોપો ગોઠવાએલી હતી ત્યાં પણ કોઇ આદમી દેખાતો ન હતો. "ત્યારે તોપ ફુટે છે ક્યાંથી?" એમ આશ્ચર્ય પામતા ગુણવંતરાય, દ્રષ્ટિને દશે દિશાએ ફેરવવા લાગ્યા. તેમણે જોયું કે કિલ્લાની સામે જ્યાં રાજ્યઘાટ છે, ત્યાંથી ચક્કર ખાઈ ખાઈને ફુટતા દારૂનો ધુમ્રગોટ આકાશ માર્ગે વાયુદ્વારા ફેલાઇ રહ્યો છે.

ત્યાર પછી ગુણવંતરાયને યાદ આવ્યું, કે ત્યાં આગળ રાજ્યઘાટ પાસે વૃક્ષની નીચે એક તોપ રાખવામાં આવેલી છે. કોઇ દુશ્મનની નાવ આવીને રાજ્યઘાટ સુધી જઇ પહોંચે નહિ તે માટે વીર વિનાયકે એક તોપ ત્યાં ગોઠવી રાખેલી છે. કોઇ આ તકે તેનો ઉપયોગ કરી રહ્યું છે એ વાત નિઃશંક છે, પણ તે છે કોણ? હજુ રણજિતનો એક પણ સિપાહી નગર બહાર તો નીકળ્યો નથી. હજુ દરવાજો પણ બંધ છે. સમરસેનની ફોજ ઘણી આઘી જતી રહેલી છે. કોઇ બહારના આદમીએ આવીને આવું કાર્ય આરંભ્યું હોય એમ પણ કેમ મનાય? કેમ કે બહારના આદમીને દારૂ ગોળો ક્યાંથી મળે? અથવા આવું અદલ નિશાન તાકીને તોપ છોડવાનું કાચાપોચા આદમીનું ગજું નથી. ત્યારે છે કોણ? ગુણવંતરાય આમ વિચાર કરી રહ્યા હતા તેવામાં ગડગડાટ કરતી બીજી તોપ છૂટી અને ફૂટતા ગોળામાંથી

ગળાંને રૂંધી નાખતો ધૂમ્ર ગોટ ગગન માર્ગે ચડીને આકાશને મલિન બનાવવા લાગ્યો. આ તરફ અવાજની સાથે મુસલમાનોની બીજી નૌકા નદીના નીર ભેગી ભળી ગઈ.

" સાબાશ. " ના ઉદ્‌ગાર સાથે ગુણવંતરાયે હવે આશાનું ઉજ્વલ કિરણ ઉગતું દીઠું. તેમણે કહ્યું કે ખચિત એ રાજલક્ષ્મીનું જ કામ હોવું જોઇએ.

થોડીવાર થઈ ન હતી એટલામાં તો સુચીબતે જે નાવ મહમ્મદપુરને કાંઠે લગભગ પહોંચી હતી તે નાવમાંથી બન્દૂકની ગોળીઓ છૂટવા લાગી. આ તરફથી તોપનો ગડગડાટ ચાલુ રહ્યો. યુદ્ધ પૂરજોશમાં આ રીતે આરંભાયું. આકાશ અને ધરતીપર ધૂમ્રગોટ ફેલાયો. તોપના ગોળાથી ફરી એક નૌકા જળપીતી થઇ ગઇ.

પણ આ વખતે એક બાજૂ કેવળ એક જ તોપ અને સામી બાજૂ સંખ્યાબંધ મુસલમાન સિપાહીઓ હતા. તથાપિ હિન્દુની રક્ષા કરવાવાળી જનની રાજલક્ષ્મીનામાં તેમને આસ્થા હતી. મુસલમાનોએ જીવને પણ અળખામણો કરીને ઝંપલાવ્યું. તેમનાથી બની શકયું તેટલી રીતે બન્દૂકના અવાજો કરવામાં તે લોકોએ બાકી રાખી નહિ, પણ તોપ ફોડનાર એવી જગાએ ખડો રહ્યો હતો કે તેને બન્દૂકની ગોળી વાગવાનો સંભવ ન હતો.

આસ્તે આસ્તે બન્દૂકોના ને તોપના અવાજ ઓછા થયા. સેંકડો મુસલમાનો શિર કે ધડ અથવા હાથ કે પગ વિનાના શવ થઇને ચત્તા પાટ પડેલા દીઠા. કેટલાકનાં શવ નદીના પાણીમાં ન્હાનાં હોડકાં માફક તરતાં હતાં. ભાગી તૂટી નૌકાઓ લથડીઆં ખાતી પાણીમાં તરતી હતી. મુસલમાનોમાંથી જે કોઇ બચ્યું હતું કે ઝખમી થયું હતું તે જેમ જેને ફાવ્યું તેમ ન્હાસભાગ કરી રહ્યું. કલાકો પછી મહમ્મદપુરમાં પ્રથમના જેવી શાંતિ ફેલાઇ. ગુણવંતરાયે પ્રભુનો પાડ માન્યો. તેમનો છેવટનો નિર્ણય આ હતોઃ—ગમે તો પ્રભુની પ્રેરણાથી તેમના કોઇ પયગમ્બરે આવીને નગરની રક્ષા કરી હોય, કે રાજ લક્ષ્મીનો પ્રભાવ હોય અથવા સ્વયં વીર વિનાયક મહારાજનો જ આ પ્રતાપ હોય. બીજાનું ગજું નથી.

---

## (૨૯)
## રણજીત તુરંગમાં.

---

તોપ અને બન્દૂકોના અવાજ થતા સાંભળીને રણજીત અવાચક જેવો બની ગયો. " આ શું ! યુદ્ધ કોણ કરે છે, પેલી ત્રિશૂળધારિણી તો નહિ

હોય!" આમ તર્કવિતર્ક કરીને તેણે ખાતરી કરવા માટે એક જાસૂસને તે તરફ મોકલ્યો હતો. જાસૂસ જોઇને જીવના જોખમે પાછો ફર્યો અને તેણે ખબર કહીઃ

"મુસલમાનો લડાઇ કરી રહ્યા છે."

"એતો જાણું છું, પણ મુસલમાનો કોની સામે લડાઇ કરે છે?"

"કોઇની સાથે નહિ!"

"મૂર્ખ, એમ હોય! તોપ કોની છે?"

"હુજુર! તોપ કોઇની નથી."

"અક્કલ ગિરો મૂકી આવ્યો છું? તોપના અવાજ થાય છે તેય સાંભળ છે કે નહિ?"

"સંભળાય છે."

"તો એ તોપ કોણ ફોડે છે?"

"તે હું ના દેખી શકયો."

"આંખો ક્યાં મૂકી આવ્યો હતો?"

"આંખો તો આ રહી."

"ત્યારે દેખી કેમ ન શકયો?"

"તોપ તો દીઠી છે; રાજ્યધ્વજવાળી એ તોપ છે."

"પણ તેને જામગરી કોણ ચાંપે છે?"

"ઝાડની ડાળીઓ!"

"તેં શું જોયું, કપાળ? ઝાડની ડાળીઓ તોપ ફોડે છે!!"

"ત્યાં તો બીજું કોઇ જણાતું નથી. ફક્ત ઝાડની ડાળીઓ તોપવાળા ધક્કે લટકતી જણાય છે."

"તે ડાળીઓની પાછળ કોઇ છૂપાઇને તોપ ફોડતું હોવું જોઇએ. બડો હુશિયાર આદમી હોય એમ સમજાય છે. ઝાડને ઓથે છૂપાઇને તે તોપ ફોડતો હોવાથી મુસલમાનો તેને જોઈ શકે નહિ ને તોપનો ગોળો તાકીને ફોડવાથી મુસલમાનોનો ખોડો નીકળી જાય! તેં કોઈ આદમીને ન દેખ્યો?"

"ત્યાં શી રીતે જઇ શકાય?"

"કેમ?"

"ત્યાં વરસાદની વાછંટ પેઠ ગોળીઓ વરસી રહી છે."

"ગોળીનો ડર રાખીને નોકરી કરવા આવ્યો છે કેમ?"

તરત જ રણજીતે તેને નોકરીપરથી બરતરફ કર્યો. લડાઇનો સંભવ ધારીને સમરસેને જુવાન જુવાન કેટલાક પૂરબીઆઓને નોકરીમાં રાખ્યા હતા.

અને કિલ્લાના રક્ષણ માટે તેમને છૂટા છૂટા ફરતા રાખેલા હતા. રણજીતે તેમાંથી ચારેક જણને હુકમ કર્યો:—

"જે ઘાટપર તોપ ગોઠવાએલી છે, ત્યાં જાવ અને તોપ ચલાવનારને બાંધી પકડી લાવો."

એ ચારે જણ જ્યારે તોપની પાસે આવ્યા ત્યારે તો યુદ્ધ પતી ગયું હતું. રહ્યાસહ્યા મુસલમાનો ન્હાસભાગ કરી રહ્યા હતા. પેલા ચાર દૂતોએ ઝાડ આગળ જઈને જોયું કે તોપની પાસે એક આદમી મરેલો પડ્યો હતો અને એક આદમી હાથમાં પલીતો લઈને બેઠો હતો. તે પહેલવાન જેવો હતો. તેણે કચ્છ ભીડ્યો હતો અને મ્હોં આગળ બૂકની બાંધી દીધી હતી. આખું અંગ દારૂ અને રાખથી કાળું કાળું થઈ ગયું હતું. ચારે જણે આવીને તેને પકડ્યો અને પૂછ્યું:—

"કોણ છે તું?"

"કેમ ભાઇ?"

"અહીં બેસીને તોપના ગોળા કેમ છોડી રહ્યો હતો!"

"તેમાં શું ખોટું થયું? કેમ તમે મુસલમાનોને મળી ગયા?"

"અરે મુસલમાનો આવત તો અમે પલકવારમાં તેમને ન્હસાડત. તમે શું કરવા વગર હુકમે માંડ માથે લીધો? ચાલો, હુજૂરમાં ચાલવું પડશે."

"કોની પાસે જવાનું છે?"

"કોટવાળ સાહેબના હુકમથી તમને તેમની પાસે લઈ જવાના છે."

"ઠીક આવીશું. પણ હમણાં આ દુશ્મનોને વેરાઇ જવા દો. જ્યાં સુધી તેમાંનો એક પણ આદમી દેખાશે ત્યાં સુધી તમે તો શું પણ ખુદ તમારો કોટવાળ આવશે તો પણ અહીંથી હઠનાર નથી. જુઓ આ આદમી મરેલો અહીં પડ્યો છે. ઓળખ્યો, કોણ છે એ?"

"એ તો પ્યારેલાલ છે! એ અહીં ક્યાંથી?"

"એને પ્રથમ કિલ્લાની અંદર ઉંચકી જાવ, પાછળ હું આવી પહોંચું છું."

દૂતગણ આપસઆપસમાં વાતચિત કરવા લાગ્યા. "એ પણ ઠીક છે. હુકમ એવો છે કે જે તોપની પાસે હોય તેને પકડી લાવવો તો આ મરેલો આદમી પણ તોપની પાસે જ છે. ઉપાડો એને."

મરેલા આદમીને ઉપાડી જવા માટે બીજા માણસોને બોલાવી લાવવા એક જણ ગયો અને બીજા ત્રણ જણ અહીં જ બેઠા. આ બાજુ મુસલમાનો

સઘળા વિખરાઇ ગયા હતા તેથી સંતોષ પામીને પેલા તોપવાળા પુરૂષે ત્રણ દૂતગણને કહ્યું:

"ચાલો ભાઇ, હવે તમારા કોટવાળ સાહેબને સલામ કરી આવીએ." ત્રણે જણ તેને લઇને ચાલ્યા. દારૂગોળાથી અને ભસ્મથી ઝાંખાં થઇ ગએલા અંગવાળા તે વીરપુરૂષને લઇને દૂતો ત્યાં આવ્યા, કે જ્યાં ભયભિત થએલા નગરજનો દુર્ગરક્ષક સેનાની વચમાં ઊભા રહ્યા હતા.

તે પરાક્રમશાળી પુરૂષના ત્યાં પહોંચતાની સાથે એકદમ વિશાળ ટોળામાં જયજયકારનો ધ્વનિ ગાજી રહ્યો. ત્યાં મળેલી સેના અને નગરજનોએ એકજ અવાજે ગગનભેદક ગર્જના કરી; ફરીથી જયઘોષ કર્યો. "મહારાજની જય." એ જ અવાજ સર્વમાં ફરી વળ્યો.

મંત્રી ગુણવંતરાયે એકદમ આવીને તે પુરૂષને આલિંગન કર્યું. પેલો પુરૂષ પણ ભેટયો. પછી ગુણવંતરાયે કહ્યું:

"તોપના અવાજ થતાની સાથેજ મને એવું અનુમાન થયું હતું, કે આપ જ આવી ગયા હશો. આપ સિવાય એવું નિશાન તાકીને આબાદ ગોળો કોણ ચલાવી શકે? આ વખતે, મહારાજ! બીજી બધી વાતો પહેલાં રણજીતને પકડી મંગાવવાની આજ્ઞા કરશો."

મંત્રીઉપરના વિશ્વાસને લીધે વીર વિનાયકે આજ્ઞા કરી. રણજીત વિનાયકને જ આવેલો જાણીને ન્હાસવા મથતો હતો, પણ તે પહેલાં તો તે પકડાઈ ગયો અને તેને હાલ, મંત્રીના જ હુકમ પ્રમાણે તુરંગમાં મોકલવામાં આવ્યો.

---

## (૩૦)

## "મહારાજાધિરાજ"નું પદવીદાન.

---

ત્યાર પછી વીર વિનાયકે સેનાનીઓને કિલ્લાના બૂરજપર ચડેલી તોપોના પાસે તથા બીજા આવશ્યક સ્થળોએ નિયુક્ત કરીને સમરસેનના ખબર કહાડવા માટે માણસો મોકલ્યાં અને પોતે સ્નાનાદિ વાસ્તે રાજ્ય મહેલમાં ગયો.

ત્યાર પછી મંત્રી ગુણવંતરાય સાથે ગુપ્તાગારમાં વીર વિનાયકનો વાર્તાલાપ શરૂ થયો. પ્રથમ ગુણવંતરાયે પૂછ્યું:—

"મહારાજ, આપ ક્યારે આવ્યા? અમને તો કશી ખબર ન હતી!

આપ એકલા જ ક્યાંથી આવ્યા? આપની સાથેનાં માણસો ક્યાં? રસ્તામાં કશી આફત તો આવી ન હતી?"

"સાથેનાં માણસોને રસ્તામાં રાખીને હું આગળ આવ્યો છું. મારી ગેરહાજરીમાં નગરની શી સ્થિતિ થાય છે તે તપાસવા માટે છૂપી રીતે એકલો રાતે આવ્યો હતો. અહીં આવીને જોયું, કે નગર બીલકુલ રક્ષણરહિત છે. છેવટ જેવો હું કિલ્લામાં ભરાતો હતો, તેવું મેં જોયું કે ત્યાંનો દરવાજો બંધ હતો. તેથી કિલ્લાની અન્દર નહિ જતાં, મેં જોયું કે મુસલમાન સેનાનીઓ નૌકામાં બેસી નદી ઓળંગી આ તરફ આવવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને દુર્ગરક્ષક રક્ષાનો કશો ઇલાજ અજમાવતો નથી. એ સઘળું જાણીને પછી મારાથી જે બન્યું તે મેં કર્યું."

"પણ એટલો બધો દારૂ ગોળો શી રીતે મળ્યો?"

"કોઇ દેવીએ મદદ કરી. તેણે દારૂ ગોળો અને ગોલંદાજ બન્ને મને સોંપ્યાં હતાં."

"દેવી! મેં પણ એમનાં દર્શન કર્યાં હતાં! એતો આ નગરનાં રાજ-લક્ષ્મી છે. ક્યાં છે એ?"

"પછી ફરીથી મને તેનાં દર્શન નથી થયાં: વારૂ, હવે મને અહીંના સમાચાર કહી સંભળાવો."

ત્યાર પછી મંત્રીજીએ વિનાયકની ગેરહાજરીમાં જે જે બનાવ બન્યા હતા તે તમામ કહી સંભળાવ્યા. છેવટ તેમણે કહ્યું:—જેને વાસ્તે આપ દિલ્હી ગયા હતા તેના સમાચાર કહેશો?"

"કાર્ય સફળ થયું છે. બાદશાહનું એક કામ મેં ઠીક કર્યું છે. તેથી તે મારાપર આફરિન થઇ ગયા અને તેમણે મને બારસો જમીનદારોના અધિપતિ બનાવી "મહારાજાધિરાજ" નું પદવી દાન કર્યું છે. પણ આ એક કમનસીબ બનાવ બન્યો, કે ફોજદારની સાથે આપણે અદાવત થઇ. કેમકે ફોજદાર સૂબેદારને સ્વાધીન છે અને સૂબેદાર બાદશાહને અધીન. તેથી ફોજદારની સાથે વિરોધ કરવો તે ખુદ બાદશાહની સાથે વિરોધ કર્યા બરાબર છે. જેણે મારાપર આટલી બધી નિગાહ કરી છે, તેની સામે શસ્ત્ર ઉપાડવું એ કૃતઘ્નતાનું કામ કહેવાય. આપણે સર્વને રક્ષવા જોઇએ."

"અમારે માટે એ ખોટું થયું નથી. હિન્દુ માત્રને માટે ભલું થયું છે. કેમકે આપ મુસલમાનોપર જો પ્રસન્ન થઇ જાવ, તો હિન્દુઓની સંભાળ કોણ લે? પછી હિન્દુધર્મની શી દશા? આપને માટે પણ એ ઠીક જ

થયું છે. કેમકે જે હિન્દુધર્મનો ઉદ્ધાર કરશે તેનો અવતાર ધન્ય અને સફળ થશે."

આમ વાતચિત ચાલતી હતી ત્યાં **પીરબક્ષખાં** નામનો ફોજદારનો એક નાયક અર્ધો ફોજ લઇને આ તરફ આવી પહોંચ્યો હતો તેની સામે **સમરસેન**ને યુદ્ધ થયું અને **સમરસેને** અસાધારણ પુરૂષાર્થથી **પીરબક્ષખાં**ને હાર કરી તેના સેનાને નસાડી દીધી અને " વિજયી **સમરસેન** સેના સાથે પાછા ફરે છે." એવી વધાઇની ખબર આવી. સાંભળીને ખુશી થતાં થતાં મંત્રીએ મહારાજને કહ્યું:-" વાટ શું જુઓ છો. વખત છે-વિજયી સેનાને લઇ "ભૂષણા" ને સ્વાધીન કરો."

## (૩૧)
## ગંગા અને લીલા.

**ગંગાઃ**—**લીલા**! હવે શો વિચાર કરો છો, સમય છે: સ્વામીને જઇ મળો.

**લીલાઃ**—એટલા જ માટે હું આવી છું શું?"

**ગંગાઃ**—તમારા સ્વામી મહારાજ ધિરાજ થયા છે. રાજાને 'રાજર્ષિ' બનાવવા સત્વર સિધાવો; બ્હેન!

**લીલાઃ**—મારાથી શું બની શકે? કર્તા હર્તા ઇશ્વર છે. હું કોણ માત્ર!

**ગંગાઃ**—બધું સમજું છું. બ્હેન, શ્રદ્ધા રાખો ને જાવ, તમારા નિમિત્તે કાર્યસિદ્ધિ થનાર છે તે ભૂલી જાવ છો?"

**લીલાઃ**—નહિ બ્હેન, લાકડાના કકડા પર બેસીને જળ ઉપર તરી શકાય ને પાર પણ ઉતરી શકાય. પણ પત્થર બાંધીને કોઇ તરી શકે? શું હું પાછી ડૂબવા વાસ્તે સંસારમાં પ્રવેશ કરૂં?

**ગંગાઃ**—સંયમ ને મનોનિગ્રહ હોય તો ડૂબાય શાનું? સંયમ ને મનોનિગ્રહથી ડૂબકી મારનાર સમુદ્રમાંથી રત્ન મેળવે છે-કાંઇ મરતા નથી.

**લીલાઃ**—મારા સંયમમાં ને મનોનિગ્રહમાં મને પૂરો ભરૂંસો નથી. તેથી આ વખતે તો મહારાજને નહિ જ મળું. થોડો વખત અહીં રહીને સંયમી થવા પ્રયત્ન કરીશ. સંયમી નહિ જ થવાય, તો મહારાજને મળ્યા વગર જ અહીંથી જતી રહીશ. એ મારો અન્તિમ આશય છે-બ્હેન!

આ કારણથી **લીલા** **વિનાયકને** મળી ના.

## ( ૩૨ )

## દોષની દાદ–ફરિયાદ.

ભૂષણાપર ચડાઈ થઇ. યુદ્ધમાં વીર [1]વિનાયકનો જય થયો. તોરાબખાં સમરસેનને હાથે મરાયો. એ કથાનક ઐતિહાસિક છે. હવે આપણે ઇતિહાસની ભીતર ભાગમાંની વાતમાં ઉતરીશું.

ભૂષણા વીર વિનાયકને અધીન થઇ. બાદશાહી સનંદથી અને પોતાના બાહુબળ–પરાક્રમથી વીર વિનાયકે બંગાળાના બારસો જમીનદારોપર પોતાનું આધિપત્ય જમાવીને, 'મહારાજ'ની ઉપાધિને ધન્ય કરી અને તેણે પૂર્ણ પ્રભાવથી શાસન ચલાવવા માંડયું.

શાસનની શરૂઆતમાં સૌથી પહેલાં રણજિતના દંડની વાત નીકળી. તેના સંબંધમાં વિરૂદ્ધ પ્રમાણો અને પુરાવાની કમી નહોતી. પતિ પરાયણ રમા રાણીએ પણ લગીરે મનને ચોર થવા દીધા સિવાય રજેરજ વાત વિનાયકરાજને રણજિતની વિકારી નજર વિષે કહી દીધી હતી. જે કંઇ મીઠું મરચું ભભરાવવાનું રહ્યું હશે તે તરલા અને વફાદાર ફકીર ચાંદશાહે પૂરૂં કરી આપ્યું. પૂછવાનું કેવળ રણજિતને માટે બાકી હતું. પ્રસ્તુત સમયે એ જ વાતનો ઉહાપોહ આરંભાયો.

રમાએ અંતઃપુરમાં વિનાયકરાજની કને બેસીને આંખોમાંથી ચોધાર આંસુ નિગાળતાં જે કંઇ વાતો કહી તે ઉપર વિનાયકને જરા પણ અણવિશ્વાસ કે શંકા આવી નહિ. વિનાયકે જાણી લીધું, કે સરળ હૃદયની રમા કેવળ નિર્દોષ છે. તેના અપરાધનું કારણ કોઇ પણ હોય તો તે પુત્રવાત્સલ્ય પુરતું જ. પણ સામાન્ય જનસમૂહે એવો વિચાર ન કર્યો. રણજિત શાથી કેદ થયો ? એ બનાવને અંગે શહેરમાં કંઇ કંઇ આન્દોલનો ચાલ્યાં. કંઈક તરલા ઉપર દોષ અને કંઇક પહેરાવાળા પાંડે મહારાજના દોષ સાથે ભેગેભેગું રમારાણીનું નામ પણ ગવાવા લાગ્યું. કોઈ કહેવા લાગ્યું, કે રણજિત મુસલમાનોને રાજ્ય વેચવાના લાગમાં ફરતો હતો. કોઈ કહેવા લાગ્યું, કે તેને છોટાં રાણીના મહેલમાં છૂપાવી દીધો છે. કોઇ કહેવા લાગ્યું, કે બન્ને વાતોમાં વજૂદ છે. ગમે તો રણજીત કરતાં ભિન્ન ભાવથી પણ રાજ્ય વેચવાની સલાહમાં છોટાં રાણીનો યે હાથ તો હતો જ. જોકે વિનાયકરાજના કાન સુધી આવી વાતો ન હતી પહોંચી પણ રાણીવાસ સુધી તો પહોંચી ચુકી. ક્રમે ક્રમે જનાનખાનામાં એવી વાતો તો સહજમાં પહોંચી જાય છે. પરિણામે રમા અને રાધારાણીએ

[1] આ પાત્રનું હિન્દી નામ સીતારામ છે.

પ્રજાજનની ઉક્તિઓ સાંભળી. રમા સાંભળીને જ પલંગપર ઢળી પડી. રડી રડીને તેણે બિછાનું ભિંજવી નાખ્યું ! એણે ગળે ફાંસો ખાઇને અથવા નદીમાં ડૂબી જઈને મરી જવાનો નિશ્ચય કર્યો. રાધારાણીએ લોકોક્તિઓ સાંભળી ને ઠરેલ સ્વભાવથી ડહાપણ ભરેલું પગલું લીધું.

રમા જ્યાં મરવાની બાબત ઉપર આવી રહી હતી, ત્યાં રાધા જઈ પહોંચી અને ધીમેથી વાત કરીઃ—

"મને લાગે છે, કે તમારે કાને પણ લોકની વાત આવી છે."

રમાએ કેવળ ડોકું જ હલાવ્યું. હજુ રમાની આંખમાં આંસુ માતાં ન હતાં. રાધારાણીએ તેને આશ્વાસન આપીને ધીરેથી સમજણ પાડીઃ— "રડવાથી કલંકને શીટાડી શકાશે ? કલંક ટાળવું હોય, તો ઉઠો, સ્વસ્થ થાવ અને ધીરજથી મારી કને વાત કરો. જે બન્યું હોય તે અથથી ઇતિ સુધી ખરેખરૂં મને કહો. આ વખતે મને શોકય સમજશો ના. તમને કલંક લાગે કે ના લાગે, પણ એવી બાબતથી તો મહારાજનું શિર પણ નીચું થાય છે. એ મારા નાથ છે તેમ તમારાય પણ. એમ ન ધારશો, કે એવી વાતની શરમ મારાથી તમને વધારે છે. વળી તે ઉપરાંત મહારાજ મને અંતઃપુરની જવાબદારી સોંપીને દિલ્હી ગયા હતા. આ વાત એમને કાને પહોંચતાં હું શો જવાબ દઇશ ?"

રમાઃ—જે જે બન્યું હતું તે બધું મેં મહારાજને તો કહી દીધું છે. એમણે મારી વાતમાં વિશ્વાસ આણીને મને માફ કરી છે. હું તો કશામાં નથી. સાવ નિર્દોષ છું.

રાધાઃ—એ કહેવાની જરૂર નથી. તમારો કશો દોષ નથી એમ કહીને કલ્પાંત શું કરવા કરો છો ? થયું હતું શું, તે કહેશો કે નહિ ?

રમાઃ—શું કરવા ના કહું ? મારૂં મન સાફ છે. મારી વાત જે કોઇ પૂછે તેને કહું.

એમ કહીને રમા આંસુ લોહી નાખીને સુશીબતે લગીર ટટાર થઇ અને રણજીત સાથેનો જે પ્રસંગ બન્યો હતો તે તેણે ખરો અને પૂરો રાધાને કહી સંભળાવ્યો. સાંભળીને રાધાને પણ તેની વાતમાં વિશ્વાસ પડયો. પછી રાધાએ કહ્યુંઃ—"કોઇ પણ કામ મને પૂછીને કર્યું હત, તો વિના કારણ આવી વિટંબણામાં પડાત ? પણ થયું તે થયું, હવે જે વડે લોકની ખોટી માન્યતા ભૂસાઇ જાય એવો પ્રયોગ કરવાનો છે."

રમાઃ—જો એમ ન બને, તો બ્હેન ! નક્કી સમજજો કે ગળે ફાંસો

ખાઇને કે નદીમાં ડૂબી જઇને મરી જવાની, હું કોઈ સાધારણ સ્ત્રી નથી, રાણી છું. નિન્દા વેઠીને જીવતાં કેમ રહેવાય ?

**રાધા:**—મરવાની વાત ન કરો બ્હેન! પણ તે સિવાય બીજું સાહસનું કામ તમારે કરવું પડશે. મને લાગે છે, કે એમ કરવાથી બધાનો સંદેહ ભાગશે.

**રમા:**—જે કરવાનું હશે, તે કરીશ. કહો બ્હેન, શું કરવું પડશે?

**રાધા:**—કરવાનું બીજું કાંઇ નથી. એટલું જ, કે જેવી રીતે મને તમે રજેરજ ખુલ્લા દિલથી ને બેધડક વાત કરી તેવી રીતે જાહેરમાં તમારે જ મોઢેથી ખુલાસો થાય તો લોકનો જરૂર સંદેહ ટળે.

**રમા:**—એમ શી રીતે બને ?

**રાધા:**—મહારાજને વિનવિને દરબાર ભરાવું. નગરમાં પડો વજડાવીને સૌ નગરનિવાસીઓને દરબારમાં આવવાનું નિમંત્રણ પોતે કરે. ત્યાં રણજીત અને તમામ નગરજનોની સમક્ષ તમારે બનેલી બીના કહી દેવી. આપણે રાજરાણી કહેવાઇએ, સૂર્ય પણ આપણને જોઇ શકતો નથી. એ સૌ નગરજનોની સમક્ષ ખુલ્લી રીતે તમે બનેલી બીના કહેશો ? કહી શકો તો આપણા માથે ચડતું કલંક ફીટી શકે.

ત્યારે રમાએ સિંહના જેવી ગર્જના કરીને કહ્યું:—"તમે એકલા નગરનિવાસીઓને જ શું કહો છો, બા! આખા જગતને એકઠું કરો; હું સર્વની સમક્ષ ઇશ્વરને સાક્ષીભૂત રાખીને ખુલ્લા દિલથી ખરી વાત કહી શકીશ."

"કહી શકશો?"

"કહી શકીશ, નીકર મરીશ."

"ઠીક, તો જઇને હું મહારાજને દરબાર ભરવાનો બંદોબસ્ત કરવા વિનવું છું. હવે તમે રડશો ના. ને નકામો કકળાટ કરશો ના."

રાધા ત્યાંથી ગઇ. રમાએ પણ સ્વસ્થ થઇ ઉઠીને તેના બાળપુત્રને ગોદમાં લઇ એક ચૂમ્બન કર્યું. કકળાટમાં બાપડી બાળકને પણ ભૂલી ગઇ હતી!

પછી પ્રતિહાર મારફત રાધાએ મહારાજ વીર વિનાયકને અંતઃપુરમાં બોલાવીને જે જે ભૂંડી વાતો લોકમાં બોલાતી હતી તે અને રમાની મૂળ વાત કહી સંભળાવી. ત્યાર પછી તેણે કહ્યું:

"અમે બન્ને આપના ચરણે શિર નમાવીને (આમ કહેતાં રાધાએ વિનાયકના ચરણ આગળ તેનું શિર ટાળ્યું) કહીએ છીએ કે હવે આપ

અમારી ઇજ્જત બચાવો. એ કલંકથી અમને મુક્ત કરો. નીકર અમારે બેઉ ને આપઘાત કરવાનો વખત આવશે. ”

ત્યારે ખેદ પામતાં પામતાં વિનાયકે કહ્યું:—“ તમે રાજરાણી કહેવાઓ. શી રીતે ભર દરબારમાં તમને લવાય ? કોઈ સામાન્ય સ્ત્રી જાત પેઠે તમને ન્યાયમંદિરમાં કેમ દાખલ કરાવાય ? ”

**રાધા:**—આપ ગમે તેમ વિચારો, મને એવો વિચાર નથી. રાજરાણીના કપાળમાં કલંકની કાળીટીલી ચોંટી રહે તે કરતાં ભર દરબારમાં હાજર થવું એ શું અજુક્તી વાત છે ?

**વિનાયક:**—એવી લોકોક્તિ તો આજકાલની નથી ચાલતી. ઠેઠ રાજા રામચન્દ્રના શાસનકાળથી રાજમંદિરને લજવાવે તેવા લોકાપવાદ થતા આવ્યા છે. બધું ધાધળ જવા દઈને રામચન્દ્રની પેઠે હું પણ રમાનો ત્યાગ કરૂં એ જ રૂડી વાત છે. તેમ થવાથી અપવાદનો ભાર ઉતરશે ને રાજરાણીને ભર દરબારમાં લાવવાનું પણ અટકશે.

**રાધા:**—નિરપરાધિનો ત્યાગ કરી તેના જીવને અન્યાય આપવાનો તમને અધિકાર છે ? એમ કરવું એ રાજધર્મ છે ? સીતાજીના ત્યાગને રમાના બનાવ સાથે બંધ બેસતો શો સંબંધ છે ?

**વિનાયક:**—સમસ્ત પ્રજાગણ, શત્રુ, મિત્રો સહિત ભર્યા દરબારમાં રાણીને એક કુલટા સ્ત્રીની પેઠે ખડી કરતાં શું મારી છાતી ફાટી ન જાય ? હું કાંઈ પત્થર છું !

**રાધા:**—પોતે શું બોલો છો ? એમ છે, ત્યારે પચાસ હજાર આદમીની સમક્ષ ઝાડ પર ચડીને લીલા પ્રોત્સાહન દઈ રહી હતી ત્યારે શું આપની છાતી દસ હાથની થઇ ગઇ હતી ?

આવું સાંભળીને વિનાયકે રાધા સામે ક્રોધભરી દ્રષ્ટિથી જોયું. તે બોલ્યો:—“ એ પ્રસંગ જુદો હતો. ફરી તેમ નથી બનતું એજ મહા ખેદની વાત છે. ”

રાધા વિનાયકની વૃત્તિ કળી ગઈ. તેણે દીનવદને બે હાથ જોડયા. શબ્દોમાં કટુતા લાગી હોય તેની તેણે ક્ષમા માગી. રાધા હાથ જોડવામાં હતી. વિનાયક અંતે દરબાર ભરવામાં સંમત થયો. તેણે કહ્યું:—“ એમ ન કરવામાં આવે, તો રમાનો ત્યાગ જ કરવો પડે. રમા નિર્દોષ છે. તેની નિર્દોષતાની પ્રજાને પ્રતીતિ કરાવી આપવા દરબાર ભરવો એજ પ્રયોગ ઉત્તમ છે.”

ઉકળતી લાગણીથી મહારાજ વિનાયક ગુણવંતરાયની પાસે આવ્યો. અને દરબાર ભરવાની બાબતમાં તેમની સંમતિ લેવામાં આવી. ગુરૂચન્દ્રધરરાજીને

પણ પૂછ્યું. મૂળ જાતના બ્રાહ્મણ, એટલે તેમને પડદા બડદાની બહુ મહત્તા હોય નહિ. "બહુ ઉમદા ઇલાજ છે." એમ કહીને તેમણે દરબાર ભરવામાં સોળે સોળ આના સંમતિ આપી. તેમને ભય માત્ર એટલો રહ્યો હતો, કે સંખ્યાબંધ માણસો સમક્ષ કદાચ રમા બોલી નહિ શકે, તો પછી પંચાત ઊભી થવાની. વિનાયકને પણ એટલો સંકોચ રહ્યો.

## (૩૩)
## દરબાર

ચોક્કસ નિશ્ચય થયા પછી વિનાયકે ઢંઢેરો પિટાવ્યો, કે રાજ્યના દરબારમાં રણજિતની જાહેર રીતે તપાસ ચાલશે. માટે તમામ નગરજનોએ દરબારમાં હાજર થવું અને ઇન્સાફ તથા કામ જોવું.

તે પ્રમાણે નિયત દિવસે હજારો પુરુષો દરબારમાં આવવા લાગ્યા. વિનાયકે દિલ્હીના બાદશાહોની પેઠ પોતાને ત્યાં પણ દરબાર બનાવ્યો હતો. "તેમાં દિવાને આમ" ની સભા બેસતી હતી. કર્મચારિયોએ દરબારને આજે બને તેટલો સુન્દર ધટીત રીતે શણગાર્યો હતો. દરબારની ચારે બાજુ પોષાક સજી સિપાહીઓ સશસ્ત્ર ટટાર ખડા રહ્યા હતા. બહારના ભાગમાં ઘોડેસ્વારો રક્ષાને અર્થે શાંતિ જાળવતા હતા. સભામંડપની મધ્યમાં સંગેમરમરની બનાવેલી વેદીપર વિનાયકને બેસવા વાસ્તે સુવર્ણના પતરાથી સુશોભિત મયુરાસન બનાવવામાં આવ્યું હતું. તે મયુરાસનને મોતીના ઝુલ વાળું છત્ર છાંયા ધરી રહ્યું હતું

ધીમે ધીમે આખો દરબાર લોકોથી ભરાઇ ગયો. સભામંડપની અન્દરના ભાગમાં માત્ર ઉચ્ચ પંક્તિના સદ્‌ગૃહસ્થો બેઠા હતા. અધિકારીવર્ગ મુખ્ય મયુરાસનની આસપાસ અધિકાર પ્રમાણે બેઠા હતા. ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રી અનિવાર્ય કારણથી ગેરહાજર રહ્યા હતા. પડદામાંથી સખ્ત ભીડથી દરબાર ભરાએલો દેખીને રાધાએ રમાને પૂછ્યું:—" આટલી ભીડમાં દઢતાથી ઊભાં રહીને તમે તમારો બચાવ કરી શકશો ?"

**રમાઃ**—જો મારી ભક્તિ સ્વામીને ચરણે હશે, તો જરૂર કહેવાનું કહી શકીશ.

**રાધાઃ**—તમારી કને કોઇ આવે ? કહો તો હું આવું.

**રમાઃ**—કોઇની જરૂર નથી. આટલું કરજો, જ્યારે હું મારી કથની કહેવા માંડું, ત્યારે મારા બાળકને લઇને એક સ્ત્રીને મારી સામે ઊભી રખાવજો. બાળકનું મોઢું જોવાથી મારામાં બળ આવશે.

સાંભળીને રાધા ખુશી થઈ. દરબારમાં જવાનો વખત થવાથી વસ્ત્રાભૂષણ સજવા માટે રમાને તેના ગુસલખાનામાં રાધાએ મોકલી.

રમા ગઈ. જઈને તેણે ગુસલખાનાનાં કમાડ વાસ્યાં. પછી જમીનપર પગને ટેકે બેસી, બે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરી. ફરી આવી જાતના ખુલાસા કરવાનો અવતારભરમાં પ્રસંગ ન આવે અને પોતાને પોતાની નિર્દોષતા વ્યક્ત કરવાનું નૈતિકબળ મળે તે પ્રકારના ભાવો તે પ્રાર્થનામાં હતા.

પ્રાર્થના કર્યા પછી એકાએક તેના અંતરમાં કંઈક પરિવર્તન થતું હોય તેમ જણાયું. તે પરિવર્તન તેના પોષાકને લગતું જ હતું. રમાએ એક દાસીને છાજતો પોશાક પહેર્યો અને એવા વેષે તે દરબારમાં જવા માટે તૈયાર થઈ. એવા પોષાકમાં જોઈને રાધા અચંબો પામી. તેમ કરવાનું રાધાએ કારણ પૂછ્યુંઃ—ત્યારે રમા બોલીઃ—

" આજ સારાં વસ્ત્રાભૂષણ સજવાનો અવસર નથી. ભગવાન જ્યારે એવો ભલો અવસર આપશે ત્યારે સજીશ, નહિ તો આ મારો છેવટનો અવસર છે. આજ વેશમાં હું દરબારમાં જઈશ."

રાધાને વિચાર કરતાં રમાનું વલણ વાજબી લાગ્યું.

---

## (૩૪)

## દેહાન્તદંડની સજા.

વખતસર વીર વિનાયક સભામંડપમાં છડી સ્વારીએ જઈ પહોંચ્યો અને સુસજ્જિત મૂલ્ય મયુરાસનપર બેઠો. ચોપદારે નકીબ પોકારી. એ દિવસે ગાનતાન બંધ હતું.

ત્યાર પછી પગે બેડી અને હાથે કડીવાળા રણજીતને દરબારમાં આણવામાં આવ્યો. તેને જોવા સારૂ લોકો અતિ ઉત્સુક થયા. ગરબડાટ પણ થયો. ઘોડેસ્વાર પહેરેગિરોએ લોકોને શાંત કર્યા.

પછી મહારાજ વિનાયકે રણજીત પ્રત્યે ગંભીર અવાજથી કહ્યુંઃ— "રણજીતરાવ! તમે મારા કુટુમ્બી, રાજ્યગૃહના માણસ, અને વેતન મેળવનાર કર્મચારી છો. તમારાપર હું ઘણો ચાહ અને નિગાહ રાખતો હતો. તમે મારા મનથી ઘણા ભરૂસાદાર આદમી હતા. એ સૌ કોઈ જાણે છે. એક સમય એવો પણ હતો, કે મેં તમારો જીવ જતો બચાવ્યો હતો. એટલું છતાં પણ તમને વિશ્વાસભંગ થવાનું સૂઝ્યું? રાજ્યદંડના શિરસ્તા પ્રમાણે તમને ન્યાયને અવલંબી ઘટતું શાસન થશે."

ત્યારે રણજીતે વિનયપૂર્વક કહ્યું:–"કોઇક દુશ્મને મારા વિષે આપને ખોટું ભરમાવ્યું લાગે છે. વિશ્વાસભંગ જેવું મેં કશું કામ કર્યું નથી, મહારાજ! આપને અંતઃકરણ છે. અંતઃકરણથી સ્વયંવિચાર કરશો. મને ખાતરી છે, કે ધર્મશાસ્ત્રના સૂચન અનુસાર પ્રમાણ મેળવ્યા સિવાય મને શાસન કરવામાં નહિ આવે."

અને વિનાયકે ખુલાસો કર્યો, કે "એમજ થશે. પ્રમાણ મોજુદ છે. તે સાંભળો અને પછી જવાબ આપો."

એમ કહીને મહારાજે મંત્રી ગુણવંતરાયને, તેઓ રણજીત વિષે જે કાંઈ જાણતા હોય તે કહી સંભળાવવાની આજ્ઞા કરી.

ગુણવંતરાયે પોતે જે જાણતા હતા તે સઘળું ખુલ્લા દિલથી કહી સંભળાવ્યું. તે ઉપરથી સમસ્ત દરબારને ખાતરી થઇ, કે જે દહાડે મુસલમાનો કિલ્લામાં પ્રવેશવા નદી પાર ઉતરી રહ્યા હતા તે દિવસે ગુણવંતરાયે ઘણું કહ્યા–સમજાવ્યા છતાં રણજીતે કિલ્લાના રક્ષણનો ખાસ ઉપાય લીધો નહતો. ગુણવંતરાયની સાક્ષી પૂરી થયા પછી મહારાજ વીર વિનાયકે રણજીતને રક્તલોચન કરી ગુસ્સાવેશમાં ફરમાવ્યું, કે "બચાવમાં તારે જે કહેવું હોય તે કહે."

ત્યારે રણજીતે અતિ નમ્રભાવે કરસંપૂટ કરીને કહેવા માંડ્યું! "મહારાજ! એ મંત્રીજી તો બ્રાહ્મણદેવ છે. યુદ્ધની રચનામાં એ શું સમજે? મુસલમાનો આ પાર આવ્યા પણ નહતા અને તે લોકોએ કિલ્લાપર ચડાઇ પણ નહતી કરી. કદાચ તેમણે ચડાઈ કરી હોત ને હું તેમની સામે થઈને તેમને નસાડત ના, તો મંત્રીજી કહે છે તેમાં કંઇક વજૂદ લાગત. મહારાજ! હું પણ કિલ્લાની અંદર રહેતો હતો. મુસલમાનોને કિલ્લાની અન્દર દાખલ થવા દેવામાં મને શો લાભ મળવાનો હતો?"

રણજીત એટલું કહીને બોલતો બંધ થયો, ત્યારે વિનાયકે કહ્યું: "તને જે લાભ થનાર હતો તે બીજો સાક્ષી કહેશે. સાંભળ." એમ કહીને મહારાજે વફાદાર ફકીર ચાંદશાહને, તે જે જાણતો હોય તે કહી સંભળાવવાની આજ્ઞા કરી. ચાંદશાહે કિલ્લાપર મુસલમાનોનું આક્રમણ થતાં પહેલાં આગલી રાતે તોરાબખાંની પાસે રણજીતના જવાનો વૃત્તાન્ત, જેટલો તે જાણતો હતો તે કહી સંભળાવ્યો ત્યાર પછી મહારાજે રણજીતને તેનો ખુલાસો કરવાનું ફરમાવ્યું.

ત્યારે તેણે કહ્યું? "હું તે રાતે તોરાબખાંની પાસે ગયો હતો એ વાત તો ખરી જ છે. તેને વિશ્વાસ આપીને કિલ્લાની તજોરીમાં ખેંચી લાવવો

અને પછી કબજો મેળવી, તેને ઘેરી લઈ ખતમ કરવો એ જ ત્યાં જવામાં મારા મનનો હેતુ હતો."

**વિનાયકઃ**—બદલામાં તોરાબખાંએ તને કાંઈ ઇનામ આપવાનું કહ્યું હતું?

**રણજીતઃ**—એમ ન કરૂં, તો તેને બરાબર ભરૂસો કેમ બેસે ?

**વિનાયકઃ**—શું ઇનામ માગ્યું હતું ?

**રણજીતઃ**—અડધનું રાજ્ય.

**વિનાયકઃ**—અને કાંઇ વિશેષ ?

**રણજીતઃ**—વિશેષ કશું નહિ.

આવો જવાબ મળતાં મહારાજે ફરી ફકીર **ચાંદ**શાહને પૂછ્યું "તમે એ બાબતમાં કાંઈ જાણો છો ?"

**ચાંદશાહ**:—જી.

**વિનાયકઃ**—કેવી રીતે જાણ્યું ?

**ચાંદશાહઃ**—હું ફકીરજાત છું. **તોરાબખાં** મુસલમાન રહ્યા. તેથી તેની પાસે પણ જતો આવતો હતો. તે પણ મારૂં સારી પેઠ સન્માન જાળવતો હતો. અત્યાર સુધી તેની એક પણ વાત આપ નામવરને નથી કરી ને આપને અહીંની એક પણ વાત ત્યાં નથી કરી. તેથી હું તટસ્થ ગણાતો. હવે તે રહ્યો નથી. વસ્તુતઃ આ પ્રસંગનો રંગ પણ જુદો છે. જે દિવસે તોરાબખાં પરાજય પામીને મધુમતી નદીને કિનારેથી ન્હાસતો હતો તે દિવસ રસ્તામાં મારે તેનો મેળાપ થયો હતો. તે વખતે રણજીતપર તે ઘણો ગુસ્સે થએલો હતો અને ગુસ્સાના આવેશમાં આવેલો હોવાથી તેની પાસેથી રણજીતના સંબંધમાં જે કંઈ છૂપા કરાર થયા હતા તે બધી બાતમી મને મળી ગઇ.

તોરાબખાંના જણાવ્યા પ્રમાણે રણજીતે અડધના રાજ્યની માગણી કરેલી એ વાત બરાબર છે; પણ એટલી જ વાત નથી. તે ઉપરાંત બીજી એવી માગણી પણ કરી હતી, જે જણાવતાં મહારાજનો અપરાધી થવાનો ભય લાગે છે મહારાજ મને માફ કરે તો જાહેર કરવામાં મને વાંધો નથી. મહારાજે તેને માફ કરવાનું કહેતાં **ચાંદ**શાહે કહી દીધું, કે "બીજી માગણી આપ નામવરનાં છોટાં રાણીશ્રી રમાબાની થઇ હતી."

આવું સાંભળતાં જ આખા દરબારમાં ખળભળાટ શરૂ થયો. લોકો સિંહગર્જના કરી રણજીતને ફિટકારવા લાગ્યા. તેને સૌ કોઇ ધિક્કારવા લાગ્યા. સિપાહીઓએ સૌને શાંત કર્યા. ત્યાર પછી રણજીતે બચાવમાં કહેવા માંડ્યું:— "મહારાજ, એ વાત અસંભવિત છે. મને જો સ્ત્રીની જ અપેક્ષા હત, તો

હું નગરરક્ષક હતો અને જોઇએ તેટલી ને તેટલી સ્ત્રીઓ મળી શકત. શા માટે રાણીવાસ સુધી જવું જોઇએ ? મેં રમારાણીને તો દીઠાં પણ નથી."

"તો કુતરાની માફક રાતે છૂપાતાં છૂપાતાં શું કરવા રાણીવાસમાં જતો હતો ?" પ્રજાસમૂહમાંથી અવાજ આવ્યો. એ અવાજને નિર્દોષતાનો ભાવ વ્યક્ત કરતાં રણજીતે હસી કહાડયો. પછી હુકમ થતાં પહેરગિરે પાંડે મહારાજને બોલાવ્યો. અને તેનો જવાબ લેવામાં આવતાં તેણે દાઢી પર હાથ ફેરવતાં કહેવા માંડયુંઃ—" રણજીત રોજ મધ્યરાતે તરલાની સાથે તેનો ભાઈ બનીને મહેલમાં જતો હતો."

એવો જવાબ સાંભળીને રણજીત બોલ્યોઃ—" મહારાજ, એવું કદી પણ બનવું અશક્ય છે. તરલા કોણ માત્ર ! તેના ભાઈને શા માટે અન્દર જવા દેવાની છૂટ મળે ?"

ત્યારે પાંડે મહારાજે ખુલાસો કર્યોઃ—રણજીતને હું બરાબર ઓળખતો હતો. નગરરક્ષકને હું કેમ રોકી શકું ? એ રીતે તેમને ઓળખવા છતાં ના ઓળખ્યાનો ડોળ કર્યો હતો."

રણજીતે જોયું, કે ધીરે ધીરે પોતાનાપર દોષારોપણ એક જ વાતમાં મજબૂત થતું જતું હતું. તેનું હૃદય ધ્રુજવા લાગ્યું. પણ એક વાતમાં તેને વિશ્વાસ પડયો. તરલા કદી પણ આ વાત તેને મ્હોંડેથી કહેનાર નથી. કેમકે કહે, તો તે પણ દંડાય. શું તેને તેનો જીવ વહાલો નહિ હોય ? આમ મનનું સમાધાન કરીને રણજીત બોલ્યોઃ—" તરલાને બોલાવી તેની જુબાની લેવી જોઇએ. તે ઉપરથી જણાશે કે બધી વાત બનાવટી છે."

રણજીતને શાની ખબર હોય, કે મુખ્ય રાણી રાધાએ તરલાને પ્રથમથી જ પોતાના તાબામાં લીધેલી છે ! તરલાને રાધારાણીએ સમજણ પાડી હતી, કે મહારાજ કદી પણ સ્ત્રી હત્યાનું પાપ વહોરનાર નથી. વાત ખરેખરી કહી દઇશ તો તને સજામાંથી માફ કરાવવા હું વચમાં પડીશ. આમ સમજાવવાથી તરલા સંતૃષ્ટ થઇ અને ગમે તેમ થાય પણ ચિત્તની સ્વસ્થતા અને હૃદયની શાંતિનો એક જ માર્ગ તેને સૂઝયો, તે એ, કે ખરેખરી બીના કહી દેવી.

તરલાએ ભર દરબાર મધ્યે રણજીતની વિકારી મોહયુક્ત લાગણી અને તેની ભૂંડી મુરાદને લગતી તમામ હકીકત નિવેદન કરી. સાંભળીને રણજીતના શિર પર જાણે વજ્ર પડયું હોય તેમ થયું. છતાં તેણે આશા છોડી ના. તે બોલ્યોઃ—"મહારાજ, તરલા દાસી છે, એ દાસી જાત, જાત ઉપર જાય છે. સ્વભાવે મૂળથી જ એ ઘણી બદ ચાલવાળી છે. સેંકડોવાર મેં એને શહેરમાં

મધ્યરાતે રઝળતી પકડી છે. અને તેનો દંડ પણ કર્યો છે. એનું સારૂં વાળવાનો તેનો આ પ્રયત્ન હોવો જોઇએ."

**વિનાયકઃ**—તો તું કોની જુબાનીને વિશ્વાસપાત્ર ગણીશ? ખુદ રમારાણી વિશ્વાસપાત્ર છે કે નહિ?

રણજીતે જાણે હવે સ્વર્ગ મેળવ્યા જેવું અનુભવ્યું. તેને દૃઢ ભરૂસો હતો, કે રમારાણી આટલી ભીડવાળા દરબારમાં આવવાની નથી ને કશો ખુલાસો કરવાની તેની હિમ્મત ચાલવાની નથી. આમ વિચારીને તેણે કહ્યું: "બેશક, રમારાણીનો ખુલાસો વિશ્વાસપાત્ર લાગશે. તેમના ખુલાસાથી જો હું દોષિત ઠરૂં, તો તેને વાસ્તે જે દંડ થાય તે વેઠી લેવા તૈયાર છું"

મહારાજે મહેલ તરફ નજર ફેરવી. તે વખતે રણજીતે આશ્ચર્ય સાથે જોયું, કે અતિ ધીમે પગલે, કોઇ બીકણ બાળકની માફક સાદાં વસ્ત્ર સજી એક સ્ત્રી સભામાં આવતી હતી. જે સ્વરૂપ, જે સૌન્દર્ય રણજીતની નસેનસમાં અંકિત થએલું છે, તેને તે દેખતાં જ ઓળખી ગયો. ઓળખતાં જ તે ઘણો ભય પામ્યો. દરબારમાં પાછો ઘોંઘાટ ચાલ્યો. સિપાહીઓએ સૌને શાન્ત કરી દીધા.

રમારાણીએ આવીને પ્રથમ મહારાજને અને પછી મંત્રીવર ગુણવંતરાયને છેટેથી ધરણીપર ઢળી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. ત્યાર પછી ઘૂંઘટ ખોલી તે સર્વના સમક્ષ ઊભી રહી. સાદો પોષાક હોવા છતાં તેમાંથી યે તેનું નૈસર્ગિક સૌન્દર્ય પૂર બહારમાં ખીલી નીકળેલું જણાતું હતું. ગુણવંતરાયે જાણ્યું, કે મહારાજ આજ્ઞા કરી શકતા નથી. તેમણે શિરને નીચું નમાવ્યું છે. તેથી મંત્રીવરે રમારાણીને કહ્યું:—"મહારાણીજી, આ પ્રસંગે રણજીતની તપાસ ચાલી રહી છે. એ માણસ કોઇવાર પણ આપના મહેલમાં આવેલો કે નહિ, આવેલો હોય તો શા માટે, અને આપની સાથે તેને શી વાતો થએલી તે સઘળું સાચેસાચું અને સંપૂર્ણ તમારે કહેવાનું છે. મહારાજની એવી આજ્ઞા છે."

રમાએ વંદન કરીને કહ્યું:—"રાજરાણી કદી અસત્ય નહિ બોલે. જો અમે અસત્ય બોલનારાં હોત, તો રાજ્યસિંહાસન ક્યારનું તૂટી ફૂટી જાત."

પ્રેક્ષકગણે જયજયકારનો ગર્જારવ કરી મહારાણીને ધન્યવાદ દીધો. ત્યાર પછી રમારાણીએ હિમ્મતપૂર્વક કહેવા માંડ્યું:—"શું કહું? મહારાજના નોકર, તે મારો પણ નોકર છે. હું જે આજ્ઞા કરૂં, તે મહારાજનો નોકર ન પાળે? રાજકાર્યને માટે મેં નગરરક્ષકને બોલાવ્યો હતો. આજ્ઞા સાંભળીને તે મારી પાસે આવ્યો. આવવામાં તેનો બીજો શો હેતુ હશે તે હું શી રીતે કહું?"

રમારાણીની વાત સાંભળી આ વખતે પ્રેક્ષકગણે જયધ્વનિ ન કર્યો. સૌ શાન્ત રહ્યા. કેટલાકની તો લાગણી દુઃખાઇ. કેટલાકે "ખરી વાત." એમ કહ્યું. પછી મંત્રીવરે રમારાણીને પૂછ્યું:—

"એવું શું રાજકાર્ય હતું, જેની ખાતર નગરરક્ષકને બોલાવવો પડયો ?"

ત્યારે રમાએ કહ્યું:—"તો બધી બીના સાંભળો." એટલું કહીને તેણે તેના બાળક સામે નજર ફેરવી. બાળકને એક આયા ગોદમાં લઇને રમારાણીની સામેજ બેઠી હતી. બાળકનું મ્હોં જોઇ તેનામાં પ્રોત્સાહન પૂરાયું. ત્યાર પછી રમાએ અથથી ઇતિ સૂધી સઘળી વાત કહેવા માંડી.

શરૂઆતમાં બહુ ધીમો ધીમો દૂરથી વાજીંત્રનો અવાજ આવતો હોય તેવા સૂરથી રમાએ કહેવા માંડયું. પણ તેનો પાતળો અવાજ સર્વને કર્ણગોચર થયો નહિ. તેથી રમા વધારે મોટા અવાજથી કહેવા લાગી. આસ્તે આસ્તે એનો અવાજ વધારે શૌર્યવાળો થયો. ત્યાર પછી જ્યારે મુસલમાનોના આક્રમણના ભયથી પડનાર તેના બાળકને દુઃખ માટેની શંકાથી નગરરક્ષકને અગાઉથી ચેતી કોઇ રસ્તો કહાડવા બોલાવ્યો હતો તે સંબંધમાં દરબારના વિરાજિત નગરજનોને હકીકત કહેવા માંડી અને જ્યારે વારંવાર બાળકના સુન્દર વદનને જોઈ રમાની આંખમાંથી આંસુ વહેતાં જણાયાં ત્યારે વાત્સલ્યપૂર્ણ જનનીના શ્વાસોશ્વાસે બાલસ્નેહની લહરીઓ નીકળતી અનુભવતો પ્રેક્ષકવર્ગ સ્વર્ગની અપ્સરાઓ કરતાં પણ મનને અધિક પ્રસન્ન કરનારા સંગીત જેવી રમાની ભાષા પોતાના કાનમાં નૃત્ય કરતી હોય તેમ સમજવા લાગ્યો. સૌ કોઇ મુગ્ધ થઇને સાંભળવા લાગ્યા. ત્યાર પછી એકદમ રમાએ તેના બાળકને આયાની ગોદમાંથી ઉઠાવીને મહારાજ વિનાયકના ચરણ આગળ મૂકયા પછી રમા બોલી:—"મહારાજ, આપનું પણ આ બાળક છે. મહારાજ, રાજ્ય પણ આપનું જ છે. મારૂં રાજ્ય આ બાળકમાં છે. મહારાજ આપને ધર્મ છે, કર્મ છે, યશ છે, સ્વર્ગ છે; હું મુક્ત કંઠે કહું છું, કે મારો ધર્મ, કર્મ, સ્વર્ગ, સર્વસ્વ આ બાળકમાં છે. હું અપરાધિની ઠરતી હોઉં તો બેલાશક મને દંડ કરશો." એવું સાંભળીને પ્રેક્ષકગણનું હૃદય દ્રવ્યું. દરબારમાં જયઘોષ થયો. તથાપિ લોકો બે પ્રકારના હોય છે. લોકનો ઘણો ભાગ તો જયઘોષ કરતો હતો, પણ કેટલાકે તેમાં સંમતિ દર્શાવી ના. એક બાજૂપરથી એવો પણ અવાજ આવ્યો કે "અમને તો એવી વાતમાં કાંઇ વજૂદ નથી લાગતું." વળી કોઇ વૃદ્ધા એમ કહેવા લાગી: "અવળચંડી જાત! મધ્યરાતે પુરૂષને બોલાવતી હતી ને વળી સતી બને છે!"

કોઇએ એવું કહેવા માંડ્યું, કે "મહારાજ ભલે આવી વાતોપર વિશ્વાસ ધરાવે, અમને તો તે ગળે નહિ ઉતરે." એક જણ એમ બોલ્યો કે "મહારાણી થઇને આવું કામ કરે, ને તે વિષે કંઇ થાય નહિ, તો અમારા ગરીબ લોકની શી દશા?"

આવી ઉક્તિઓ મહારાજને કાને પણ પહોંચી ત્યારે વિનાયકે રમાને કહ્યું:—"પ્રજાગણ તમારી વાતમાં વિશ્વાસ ધરતો નથી."

રમાએ ક્ષણો પર્યંત મ્હોં નીચું રાખ્યું. તેની આંખમાંથી આંસુ વહેતાં હતાં. થોડીવાર પછી તેનામાં ઉત્સાહ આવ્યો. તેણે મહારાજને સંબોધન કરીને કહ્યું:—"રૈયતને મારા બોલવામાં વિશ્વાસ ન આવતો હોય તો બ્હેતર છે કે આપની રાજધાનીમાં કલંકિત જીવને મારે ન જીવવું. ચિતા તૈયાર કરવાની મને આજ્ઞા આપો. સમસ્ત નગરની સમક્ષ, ઇશ્વરને સાક્ષીભૂત રાખીને હું ચિતાસ્નાન કરીશ. મને તેથી કંઇજ પીડા થશે નહિ. સંસાર મને કલંકિણી કહે, તે સહન કરીને જીવવું તે કરતાં કલંકને ધોઇ નાખવા અગ્નિમાં સ્નાન કરી, કલંકમુકત થઇ મૂળ સ્થળે જઇ વસવું વધારે સારૂં છે; પણ એક નિવેદન છે. મહારાજ! આપ પોતે પણ મને શું વિશ્વાસઘાતક માનો છો? એમ હોય તો (રમાની આંખમાંથી ફરી આંસુ વહેવા લાગ્યાં) મારૂં મરવું પણ મિથ્યા છે. સમાજ સમક્ષ આપ કહો, કે આપને મારામાં વિશ્વાસ છે, ત્યાર પછી ચિતામાં પડવાથી હું સ્વર્ગને પામીશ. ચિતાને સ્વયં સ્વર્ગ સમજીશ. મહારાજ, હું વિશ્વાસઘાતક હોઉં, તો મારાં સર્વ પુણ્ય, દાન, શુભકર્મ, સેવા, ભક્તિ નિષ્ફળ થઇ જાવ. ભગવાન મને જન્મોજન્મ પુત્ર અને સ્વામીનું મ્હોં જોવાથી વંચિત રાખો. ખરૂં કહું છું, કે હું વિશ્વાસઘાતક નથી—અરેરે?"

રમા વધારે બોલી શકી ના. તે ઊભી હતી ત્યાં જ આગળ અચેતન થઇને નીચે પડી. પડતાં જ દાસીઓએ તેને ઝીલી લીધી. આવું જોતાં જ તેનો ન્હાનો બાળક રોવા લાગ્યો. એ અચેતન રમાને અને તેના બાળકને અન્દર લઇ જવામાં આવ્યાં. આ તરફ આખો દરબાર રણજીતપર કરડાકીથી જોતો, તેનાપર તિરસ્કાર દર્શાવતો, "રણજીતને હવે કબૂલ કરવું જોઇએ" એવા અર્થસૂચક શબ્દો ઉચ્ચારતો ગરબડાટ કરી રહ્યો.

રણજીતે જાણ્યું, કે હવે બચાવનો કોઇ રસ્તો રહ્યો નથી. છતાં તે કલાબાજ હતો. તેથી સમયસૂચકતા વાપરી, આસ્તેથી મહારાજ વિનાયકને સંબોધીને પ્રજાગણને ગળે ઉતરે એવી રીતનો તેણે બચાવ કરવા માંડ્યો:—"મહારાજ, પ્રશ્ન એ છે, કે આપ સ્ત્રીઓની વાતપર વિશ્વાસ લાવશો કે

મારી પુરૂષોની વાતપર ? મહારાજ ! રાજ્ય સ્ત્રીઓથી સ્થપાયું છે, કે મારા જેવા બળવાન બાહુધારી વીર પુરૂષોથી ? સ્ત્રી માત્ર અવળે માર્ગે ચડી શકે છે. રાજરાણીઓ પણ વસ્તુતઃ છે તો સ્ત્રીઓજ. રાજરાણી અવળે રસ્તે ચડતાં, મહારાજનો ધર્મ છે, કે તેનો ત્યાગ કરવો. વિશ્વાસુ સેવક કદી પણ ભુંડે રસ્તે ચડતો નથી. સ્ત્રીઓ તેમનો વાંક છૂપાવવા માટે ગમે તેનાપર ગમે તેવું દોષારોપણ કરતાં ડરતી નથી કે દયા આણતી નથી. રમારાણી મધ્યરાતે કોની યે સાથે મળતાં હશે ને નાહક મને તેમાં સંડોવે છે—મારી રક્ષા કરો—"

આમ વાત કરતાં કરતાં "રક્ષા કરો—રક્ષા કરો" ની જ રણજીતને લવરી થવા લાગી. તે વધારે બોલી શક્યો ના. તેનું આખું અંગ થરથર કંપવા લાગ્યું. જાણે અવાચક થઈ ગયો હોય તેમ મૂગો મૂગો ભયભિત ભાવથી આમ તેમ નજર ફેરવવા લાગ્યો. તે વખતે સભાએ આશ્ચર્ય અને ભયથી જોયું, તો તેમની સામે એક અદ્‌ભૂત મૂર્તિ જણાઈ. જટા જૂથધારિણી, ગેરૂરંગી વસ્ત્રવાળી, જ્યોતિર્મયી મૂર્તિ શાક્ષાત દુર્ગાદેવી પેઠે હાથમાં ત્રિશૂળ ઉંચું કરી રણજીતની સામે આવતી દરબારની અંદર સપાટાબંધ ધસી. આખો દરબાર કેવળ શાંત થઇ ગયો. રણજીતે એકવાર એ મૂર્તિને જોઇ હતી. જે રાતે રમારાણીને પોતાની બનાવવાને અંગે આખું રાજ્ય ઉંધું વાળવા અને બનેતો વિનાયકનો પણ વધ કરવાનો સંકલ્પ કરતો બેઠો હતો તે જ રાતે રણજીતને એ મૂર્તિનાં અચાનક દર્શન થયાં હતાં. એજ મૂર્તિને જોતાં રણજીત અતિ ભય પામ્યો હતો અને તેથી જ તે આગળ કશું બોલી શકયો ન હતો. "રક્ષા કરો" શબ્દ તેથી જ તેના મુખમાંથી નીકળતો હતો. મહારાજ વીર વિનાયકને દારૂગોળો આપનાર એજ મૂર્તિ હતી અને મંત્રી ગુણવંતરાયને ધૈર્ય આપનાર પણ એજ મૂર્તિ હતી. બન્ને જણ તેને રાજલક્ષ્મી સમજી પોતે સ્વઆસનપરથી ઊભા થયા. પણ ગંગાએ તેમના તરફ ધ્યાન દીધું ના. એતો લાગલી જ રણજીત સમીપ જઇને ઊભી રહી. ત્યાં પહોંચતાં રણજીતની છાતીએ પોતાના ત્રિશૂળની અણી ધરી રાખીને તેણે કેવળ એટલું જ કહ્યું:—" હવે કહેવા માંડો. "

પણ રણજીતના મોતીઆ મરી ગયા હતા. એક પણ અસત્ય ઉચ્ચાર થતાં પોતાને કાળ સરખી લાગેલી ગંગાનું ત્રિશૂળ છાતીની આરપાર નીકળી જશે એમ તેને ચોકસ ભાસ્યું. તેણે રમારાણીની નિર્દોષતા, પોતાનો તેના પરનો વિકાર, લોભ, ફોજદાર સાથેનું મિલન અને વિશ્વાસઘાતકપણાની ઘટના આદિ તમામ બાબત તેણે ખરેખરી કહી દીધી.

હકીકત પૂરી થતાં જ ગંગા જેવી આવી હતી એવી વિજળી વેગે દરબારમાંથી બહાર નીકળી ગઇ. કોઇને કશું પૂછવાની હિમ્મત ચાલી નહિ કે કોઈએ કશી હિકમત ચલાવી ના.

પરિણામે રણજીત ગુન્હેગાર ઠર્યો, રમારાણીની નિર્દોષતા જાહેર થઈ. ગુન્હા બદલ રણજીતને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી. સિપાઈઓ તેને કબજે કરી તુરંગમાં લઈ ગયા. દરબાર વેરાઇ ગયો.

---

## (૩૫)

## ભિક્ષા.

વીર વિનાયકે તરલાને પણ યોગ્ય શાસન કરી, તેને ઘટિત ચાનક આપી. રણજિત જેવા દ્રોહી અને કૃતઘ્નીને માટે દેહાંતદંડની સજા સિવાય બીજો દંડ વિનાયકની રાજનીતિમાં ન હતો; તેથી તેને માટે એવી સજા ફરમાવવી પડી હતી; પણ રણજિતને ફાંસી દેવાનું કામ થોડા દહાડા સુધી મુલતવી રાખવું પડ્યું. કેમકે વિનાયકનો રાજ્યાભિષેક થનાર હતો. વીર વિનાયક તેના પુરૂષાર્થથી રાજ્ય શાસન ચલાવતો હતો એ વાત ખરી, પણ ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે રીતસરનો થવો ઘટતો રાજ્યાભિષેક હજુ સુધી ન હતો થયો. એ વાત મંત્રી ગુણવંતરાયે અને ગુરૂ ચન્દ્રધર શાસ્ત્રીએ વિનાયકને બરાબર ઠસાવી હતી. વિનાયક તે વાતમાં સંમત થયો હતો અને આ કારણને આગળ આણીને રણજીતને ફાંસી દેવાનું કામ મુલતવી રખાયું.

મુદ્દાની વાતતો એ હતી, કે વિનાયક તેના અંતઃકરણથી રણજીતને દેહાંતદંડની સજા કરવાનું પસંદ કરતો જ નહતો. પસંદ નહિ હોવાનું કારણ એ હતું, કે રણજીત લીલાનો ભાઈ થતો હતો. લીલાને વિનાયક કાંઇ ભૂલી ગયો નથી. રાજ્યની ઉન્નતિને માટે યુદ્ધ કરીને તેણે ભૂવણાને સર કર્યું અને બંગાળાના દક્ષિણ વિભાગમાં એ વખતે એનું રાજ્ય સર્વત્ર પ્રસરી રહ્યું હતું. છતાં એવી પ્રવૃત્તિઓમાં પડવાથી તે લીલાને ભૂલ્યો ન હતો. તેના પ્રત્યેક શ્વાસે લીલાનું સ્મરણ થતું હતું. રણજીત લીલાના ભાઇ રણજીતને ફાંસી દેવાનો તેનો જીવ ચાલતો નહતો.

એક તરફ સ્થિતિ આવી હતી. બીજી તરફ રાજ્યાભિષેકની ધામધૂમ ચાલી રહી હતી. સ્થળે સ્થળેથી વહેપારીઓ, અધિકારીઓ, કારિગરો, બ્રાહ્મણો, ભિક્ષુકો, કલા અને વિવિધ વિદ્યાને જાણનારાઓ આદિ સંખ્યાબંધ

લોક મહમ્મદપુરમાં ઉતરી પડયા હતા. આખું મહમ્મદપુર ઉભરાતા મેળાઓથી ચિકાર ભરાઇ ગએલું જણાતું હતું.

અભિષેકવેળા સૌથી મોટું કામ દાન દેવાને લગતું છે. વીર વિનાયકે પાત્ર પ્રમાણે દાન દેવામાં મણા રાખી નહતી. સાયંકાળ સમયે જ્યારે રાજ્યાભિષેક થયા પછી પોતાના રંગભુવનમાં ગયો ત્યારે, જતામાંજ તેણે ભય અને વિસ્મયતાથી જોયું, કે તેની સામે, મહેલના દરવાજાપર એ જ ત્રિશૂળ ધારીણી રાજલક્ષ્મી ઊભી રહી હતી.

વિનાયકે પૂજ્યભાવથી તેને વંદન કર્યા પછી તેણે કહ્યું; " માજી, પોતે કોણ છો? કૃપા કરી મને ઓળખ કરાવશો. "

" હું ભિખારિણી છું. મહારાજ, આપની પાસે ભિક્ષા યાચવા આવી છું. "

"મને એમ કહીને શરમાવો ના. આપ દેવી છો. મારાપર પ્રસન્ન થાઓ."

" મને પણ એમ કહીને શરમાવો ના. મહારાજ, હું એક સામાન્ય સ્ત્રી છું. તેથી જ ભિક્ષા માગવા આવી છું. સાંભળ્યું છે, કે આજ આપ જે કોઇ જે માગે છે તેનું તેને દાન કરો છો. મને શ્રદ્ધા છે, કે મારી માગણી પ્રમાણે મને મળશે અને મારા મનના મનોર્થ ફળશે, માટે જ હું અહીં આવી છું. "

" વાહ ! આપથી મારે વધારે શું હોય ? માજી ! તમે મારા રાજ્યની રક્ષા કરી છે, બીજીવાર મારી કુળ મર્યાદા જાળવી છે. આપ દેવી હો, કે સ્ત્રી હો, કે ગ્હાય તે હો આપનું ઋણ મારાપર અપાર છે. આપને માટે મારૂં સર્વસ્વ હું આપીશ. "

" ત્યારે માગું ? "

" વિના સંકોચે. "

" તમે રણજીતને એકવાર જીવિતદાન આપ્યું છે; ફરી બીજીવાર જીવિત દાન આપો, એટલી મારી માગણી છે. "

" તમારી માગણી છે ? "

" કેમ, એમાં નવાઇ કેમ લાગે છે ? "

" તેના જેવા અધમાધમ જીવપર માજીને દયા કેમ થઇ ? "

" દયા એ ઇશ્વરી માયાનો અવતાર છે. દયા દીન હ્રદયોમાં વધારે વાસે છે. હું દીન છું. મારામાં દયાના અંશ પ્રભુ કેમ ન પ્રકટાવે ? "

" હાથમાં ત્રિશૂળ ધરી તમેજ તેને ઠેકાણે આણ્યો હતો અને ગુન્હો

કબૂલ કરાવ્યો હતો. થોડીવારમાં આવું પરિવર્તન શાથી થાય છે તે નથી સમજી શકતો ?"

"ધર્મની રક્ષાને ખાતર ત્રિશૂળ કોઇ જીવનું રકત પીવાને પણ તૈયાર રહે છે. ધર્મની રક્ષા તો થઇ ગઇ છે, હવે શું કરવા જીવની હત્યા વહોરવી ? એ કારણથી રણજીતના પ્રાણની ભિક્ષા લેવા આવી છું, મને તે આપો."

"તમને ન આપવા યોગ્ય એવી એક પણ વસ્તુ નથી. તમારી એવી જ ઇચ્છા છે, તો રણજીત હમણાં જ બન્ધનમુક્ત થશે. પણ માજી, આપને હું ભિક્ષા નથી આપવાનો. હું ભિક્ષા આપવા યોગ્ય નથી. રણજીતના પ્રાણને આપને હાથે હું વેચીશ. આપને તેનું મૂલ્ય આપવું પડશે."

ગંગા હસીને બોલી–"શું મૂલ્ય પડશે ? મહારાજના ભંડારમાં એવી શી વસ્તુની ખોટ છે જે ભિખારિણીથી પૂરી પડે ?"

"એ મૂલ્ય એવું છે, જે રાજ્યભંડારમાં નથી. તમે મધુમતી નદીને કાંઠે, તોપની પાસે ઉભાં રહીને મને દારૂગોળો દેતી વખતે વરદાન દીધું હતું તેનું સ્મરણ કરો. માજી ! મને હવે વરદાન માગવા દો. તે વરદાનને સાટે રણજીતનો પ્રાણ તમને વેચાતો આપતો હોઉં તેમ માનશો."

"હવે શી વસ્તુની ભૂખ રહી છે ? રાજ્ય તો મળી ચૂક્યું છે; ખુદ બાદશાહ તરફથી 'રાજાની' સનંદ પણ મેળવી ચૂક્યા છો."

"જેની ખાતર રાજપાટ પણ છોડવા તૈયાર થાઉં, એવી એ વસ્તુ છે."

"કહો, હું પણ તમારી પેઠે ઉદાર બનીશ, મહારાજ !"

ત્યાર પછી વિનાયક માગણીમાં લીલાને માગી. વિનાવિલંબે ગંગાએ તેના જવાબમાં તથાસ્તુ કહીને એમ પણ જણાવ્યું, કે "આજ મહેલનાં બધાં દ્વાર ઉઘાડાં રાખજો અને પહેરાવાળાઓને હૂકમ ફરમાવજો, કે ત્રિશૂળ ધારિણી સાથે જે આવે, તેને વગર હરકતે મહેલમાં આવવા દેવી. આપના શયનગૃહમાં આજ રાતે જ મ્હેં માગ્યું તે "મૂલ્ય" હું પહોંચતું કરીશ. હવે રણજીતને છોડી દેવાનો હુકમ કરશો ?"

વિનાયકે પોતાનાં માણસોને રણજીતવાળી તુરંગમાં તેને છોડી દેવા માટે મોકલ્યાં. ગંગાએ તે વખતે પૂછ્યું: "આ લોકો સાથે રણજીત પાસે હું જઇ શકીશ ?" ગંગાને તરત જ ઉત્તર મળ્યો : "માજી મરજીમાં આવે તેમ કરી શકે છે. તેમને વાસ્તે કશો પ્રતિબંધ નથી."

## (૩૬)
## ગંગાના પ્રતાપે.

અન્ધકારથી છવાઇ ગએલી અને જ્યાં હવા બરાબર પ્રવેશી શકતી નહતી એવી કોટડીમાં રણજીત સાંકળથી બંધાઇને એકલો પડી રહ્યો હતો. મધ્યરાત વીતી જવા છતાં તેને ઉંઘ આવી નહતી. જ્યારથી તેણે સાંભળ્યું, કે તેને ફાંસી દેવાની છે, ત્યારથી તેને નિદ્રા આવતી ન હતી. ખાવું પીવું ને નિદ્રા સઘળું તે ભૂલી ગયો છે. મૃત્યુ મહા ભારે દંડ નથી, પ્રાણ ક્ષણમાત્રમાં, ફાંસી દેતાં નીકળી જાય છે. પણ એકલો કારાગૃહમાં પડયો પડયો રાત દહાડો મૃત્યુને તેની સંમુખ જોવાથી તેને જે દુઃખ થતું હતું એજ દંડ એને વધારે આકરો લાગતો હતો. તેનું ચિત્ત ચકડોળે ચડયું હતું. મન કેવળ અસ્વસ્થ રહેતું હતું. બુદ્ધિ બ્હેર મારી ગઇ હતી. મગજના વિચાર તંતુઓ તણાઈ ગયા હોય એમ તેને લાગતું હતું. અત્યારે તેના અંતઃકરણમાં બે જ બાબતો રમી રહી હતી. એક ભૈરવી (ગંગા) નો ભય અને બીજી બાબત રમાપરનો અનુરાગ.

પણ ભૈરવીના ભય આગળ રમાપરનો મોહ ગળી જતો હતો. તેને માટે ફરમાવવામાં આવેલી દેહાન્ત દંડની સજા તેને સાંભરી આવતાં રમા માટે તે કાંઈ કાંઇ તરંગો કરતો હતો. રમા જો હવે તેના હાથમાં ભૂલે ચૂકે આવી જાય તો તેને જાણે ચીરી નાખું—એમ તેને થઇ જતું હતું. મરતાં મરતાં પણ કાળું ધોળું કરી દેવા જેટલો તેને રોષ અને દુમો ભરાયો હતો. કોઇ કોઇ વાર પત્થરના પુતળા પેઠ નિશ્ચેષ્ટ બનીને જડવત્ ઊભો જ રહેતો હતો. કેટલીકવાર રાજ્યાભિષેકને અંગે બહારના ભાગમાં થતી હીલચાલ સાંભળી અતિ ખેદ પામતો હતો.

જે માણસ તેને રોજ ખાવાનું પહોંચાડતો હતો, તે માણસને ઉત્સવનો સઘળો વૃત્તાન્ત પૂછી જોયો હતો. તેને તે ઉપરથી ખબર પડી કે સમસ્ત પ્રજા ઉત્સવમાં નીમગ્ન છે. કેવળ પોતેજ એકલો અન્ધકારપૂર્ણ ઓરડીમાં પશુ માફક પુરાઈ રહીને સાંકળ સાથે ગુન્હાનો ને સજાનો ભાર સહન—વહન કરી રહ્યો છે. કોઇવાર એમ પણ તરંગ કરતો હતો કે આખરે રમાની પણ આ સ્થિતિ થવાની!

આમ તરંગના ઘોડા દોડાવતાં જેમ અન્ધકારમાં અણચિન્તવી વિજળી ઝબકી પ્રકાશ આપે તેમ તેના અંધારા ઘોર અંતઃકરણમાં આશાનો ઉજ્વળ અંકૂર ફૂટયો. એકાએક તે લવી ઉઠયો " આ વખતે લીલા હયાત હત

તો ! **લીલા**એ એકવાર મારા જીવિતદાનની ભિક્ષા માગી હતી ને તેને તે ભિક્ષા મળી હતી. તે ધારત તો શું બીજીવાર હું ન બચી શકત ? **લીલા** ગઇ ! ! ”

એવા આશાનિરાશાના પાસમાં પડેલા રણજીતની મધ્યરાત પછી સહેજ આંખ ઢળી ન ઢળી એટલામાં કારાગૃહનું તાળું ઉઘડયું. તેની સાથે રણજીતનો જીવ તાળવે આવ્યો. પ્રભુ જાણે શી દશામાં હવે પોતે મૂકાવાનો હશે ! તેના ગભરાટમાં તે છેકજ કાલભૂત જેવો બની ગયો. સિપાહીઓ તેની પાસે આવ્યા. સિપાહીઓની સાથે જ ત્રિશૂળ ધારિણી ( ગંગા ) ને દેખતાં તેનું સર્વાંગ પાછું કંપ્યું. તેનાથી સહસા બોલી જવાયું: “ રક્ષા કરો. દયા કરો. માફ કરો. ”

ત્યારે ગંગાએ તેના મસ્તિષ્કપર હાથ ફેરવતાં તે ઘૂંટણીએ પડેલા રણજીતને કહ્યું ! “ બેટા, જે કંઇ તે કર્યું છે, તે તારી જાતને ખબર છે. છતાં આ વખતે તને છોડી મૂકવામાં આવે છે. **લીલા** તને સાંભરે છે ને ?”

રણજીત **લીલા**નું નામ સાંભળીને અચંબો પામ્યો. તેણે ઉત્કંઠા ધરાવીને પૂછ્યું:—“ **લીલા** હજુ હયાત છે ? જો તે હયાત હત તો—”

“ **લીલા** જીવે છે. તેની ભલામણથી જ મેં મહારાજ પાસે તારા પ્રાણની રક્ષાની ભિક્ષા માગી હતી, મહારાજે મારી માગણી પૂરી પાડી છે; તેથી તને છોડવવા અહીં આવી છું. કાલે પ્રાતઃકાળથી આ રાજ્યમાં તું તારૂં મ્હોં બતાવીશ ના. અહીંથી એકદમ હદ છોડી બીજે જતો રહે. જો બીજી પ્રભાતે મ્હોં બતાવ્યું, તો ફરી હું તને બચાવી શકનાર નથી. ”

રણજીત એ વાતને સમજી શકયો કે નહિ તે બાબત શક પડતી છે; પણ તેણે એ વાતમાં વિશ્વાસ ન કર્યો, એટલી વાત તો ચોકસ જ છે. તેણે જોયું, કે સિપાહીઓ તેના હાથે પગેથી બેડીના બંધ છોડી નાખતા હતા. રણજીતે ગંગાને પૂછ્યું.

“ માજી, તમે મારી રક્ષા કરી ? ”

“ બેડી છૂટી ગઇ છે હવે અહીંથી જા. ”

રણજીત ત્યાંથી લાગલોજ ચાલ્યો ગયો. એજ વખતે તે નગરની બહાર નીકળી ગયો.

## (૩૭)
## લીલા વાંસે લટ્ટુ.

રણુજીતને બન્ધનમુક્ત કરવાની અને મહેલનાં દ્વાર ઉઘાડાં રાખવાની આજ્ઞા કર્યા પછી વિનાયક વખત થતાં મહેલના શયનગૃહમાં પલંગપર જઈ પડયો. રાધાએ ત્યાં આવી તેને પગચંપી કરવા માંડી. તે વખતે વિનાયકે રાધાને પૂછયું:—

"રમાને હવે કેમ છે?"

રમાને જે તકલીફ છે, તે વાત પછીથી કરવાની રાખીને રાધાએ મહારાજના પ્રશ્નનો ગર્ભિત ઉત્તર આપ્યો, કે "એવું કાંઈ ખાસ માલુમ પડતું નથી." ત્યારે વિનાયકે કહ્યું:—

"આટલી રાતે હમણાં હું એને જોવા નથી જઈ શકતો. ઘણો શ્રમિત થયો છું. મારે બદલે તમે જાઓ તો ઠીક, હું જેમ તેની તદબીર સાચવતો હતો તેમ તમે તેની બરદાસ રાખજો. મારે શ્રમિતાવસ્થાને લીધે અત્યારે નહિ આવવાનું તેને કારણ પણ કહેજો."

આવો સંદેશો સાંભળીને કદાચ વાચકને વિનાયકપર તિરસ્કાર ઉપજશે. પણ તેમ થવાનું કારણ નથી. કેમકે વિનાયક હવે અસલનો વીર વિનાયક નથી. જે વિનાયક હિન્દુરાજ્યની સ્થાપના માટે પોતાનું સર્વસ્વ ભોગરૂપે આપવા કટિબદ્ધ રહેતો હતો, તે વિનાયક રાજ્યપાલનનો ધર્મ ત્યજી કેવળ લીલાના સંમિલન માટે તલપાપડ થઈ રહ્યો છે. જે વિનાયક પોતાના પ્રાણ આપીને શરણાંગત રણુજીતના પ્રાણનું રક્ષણ કરવા માટે ગયો હતો, તે વિનાયક રાજ્યના શાસક થઈને હવે રાજ્યદંડ દેવા છતાં લીલાની લોલુપતામાં દંડિત રણુજીતને બંધનમુક્ત કરે છે! પ્રજાવાત્સલ્યના તેનો ભાવ કેવળ આપવત્સલતામાં જ પરિણમતો જણાય છે!

રાધા સમજી ગઈ, કે મહારાજ આજ એકાન્ત સેવવા ઇચ્છે છે તેથી તે બીજું કાંઇ બોલ્યા ચાલ્યા વગર આજ્ઞા પ્રમાણે ત્યાંથી ચાલી ગઈ. વિનાયક પલંગમાં પડયાં પડયાં લીલાને આવવાની માર્ગપ્રતિક્ષા કરતો રહ્યો.

આખો દહાડો વિવિધ કાર્યવ્યવહારમાં રોકાવાને લીધે વિનાયક શ્રમિત તો થયો જ હતો. જો બીજો દિવસ હેત, લીલા આવવાની ન હેત, તો તે કયારનો નિદ્રાધીન થઈ ગયો હેત. પણ આજની વાત ન્યારી છે. જેની પાછળ પોતે પાગલ બની જવાની અણીપર છે, તે લીલાનાં તેને આજ દર્શન થનાર છે. વિનાયકની આંખો ખુલ્લી છે.

પણ નિદ્રાદેવીનું પ્રબળ ઓછું નથી. ગમે તેવા આફતમાં ફસી પડેલા ઉંચા જીવવાળાને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં નિદ્રા તેની મીઠી પાંખમાં લઈ શકે છે. વિનાયકને ઉદ્વેગ કરાવનારી આફત તો હતી જ નહિ. સ્થિતિ તેથી ઉલટી જ—સુખ વૈભવવાળી ભોગવાય છે. વિનાયકની આંખોમાં ઉંઘ ભરાયાનાં ચિન્હ જણાયાં કે તરત જ તે વધારે જાગૃત થયો. તેની લગીર ઝંખવાએલી આંખો ચોળતો સ્વસ્થ થવા પોતે જતો હતો તે જ વખતે વિનાયકે તેની સમક્ષ ગેરૂરંગની ભગવી કંથા પરિધાન કરેલી, રૂદ્રાક્ષની માળાથી વિભૂષિત, એક મનોહર મૂર્તિને ઉભા રહેલી દીઠી.

વિનાયકને લાગ્યું, કે એ રાજલક્ષ્મી હશે; તેથી તેણે વ્યાકુળ હૃદયથી પૂછ્યું: "દેવી! લીલા કયાં છે?" પણ પૂછતી વખતે મળેલી દષ્ટોદષ્ટથી તે જોઈ શકયો કે તે પોતે જ લીલા હતી.

લીલાનાં દર્શન થતાં વિનાયકને મુખે લીલા લીલા ને લીલાનો ઉચ્ચાર, ભજન, લયલાનો ઉચ્ચાર કરી રહ્યો હોય તેમ થવા લાગ્યો. પલંગ પરથી તે ઉઠયો. તેણે તેની બન્ને ભૂજાઓ પ્રસારી. પણ એકદમ તેને ચક્કર આવ્યાં. તેથી આંખો મીંચીને ફરી પલંગપર પડયો. થોડીવાર પછી તેને શાંતિ વળી.

પછી વિનાયકે લીલાના શાંત, ગંભીર ને મૌન ધરી રહેલા વદન તરફ જોયું. કશી વાતચિત થતી ન હતી. અથવા નયનદર્શન થવા ઉપરાંત વાતચિત કરવાની કોઇનામાં તાકાત જ નહતી રહી. નયનથી લીલાનાં દર્શન કરતાં કરતાં તેને જે અપૂર્વ આહલાદ થતો હતો તે હળવે હળવે કરમાતો હોય તેમ જણાયું. વિનાયકનાથી એક ઉંડો નિઃશ્વાસ નંખાઇ ગયો. વિનાયકે 'મારી લીલા' કહીને સંબોધન કર્યું હતું પણ હવે જાણે તે એમ અનુભવતો હોય, કે તે "મારી લીલા" નથી—એવો આભાસ થયો. સ્થિર પ્રતિમા, શાન્ત, ધૈર્યયુક્ત, અશ્રુબિન્દુશૂન્ય, પ્રકાશમાન રૂપનાં કિરણોના સમૂહમાં સ્વસ્થ રીતે ખડી રહેલી, અપૂર્વ પ્રતિભા ફેંકતી—એ તો દેવીની પ્રતિમા છે. વિનાયક વિચારતો હતો, કે "ન્હોય એ લીલા."

અરેરે, લટ્ટુ બનેલો વિનાયક લીલાની લગની લગાવી રહ્યો હતો. દેવીને મેળવીને એ શું કરશે?

---

## (૩૮)
## દંપતીનો સંવાદ.

પૂછી ધીરે ધીરે મલાજાનો પડદો સરી પડ્યો અને વિનાયકને લીલાની સાથે વાત કરવાની હિમ્મત આવી. વિનાયકે જે જે વાતો લીલાને કહી સંભળાવી તે તેણે શાંતિપૂર્વક સાંભળી. લીલાએ જે કહ્યું, તે વિનાયકે ઉત્સાહપૂર્વક સાંભળ્યું. અત્યું ત્યજીને વિનાયક લીલાની ખાતર સંસારભરમાં ફરતો હતો તે સઘળું તેણે કહી સંભળાવ્યું. લીલાએ તેના કર્મની કથની થોડી ઘણી કહી, બધી ના કહી. ત્યાર પછી લીલાએ પૂછ્યું:—

"હવે મારે અહીં શું કરવું પડશે?"

"હવે તમારે શું કરવું પડશે—એમ કેમ પૂછો છો? આજ પાંચ વર્ષ થયાં હું મારી લીલાની શોધમાં હતો, હવે તે મળી, તો લીલા! તું રાજરાણી બનીને રાજમહેલને શોભાવ."

"મહારાજ, રાધારાણીની મેં ઘણી પ્રશંસા થતી સાંભળી છે. આપનાં અહોભાગ્ય છે. કે એવાં રાણી આપને મળ્યાં છે. બીજી રાજરાણીની મહત્વાકાંક્ષા જવા દો."

"સૌથી મોટી રાણી તો તું છે. લીલા! રાધા ગમે તેવી હોય, પણ તું તારૂં પદ શા માટે ન સ્વીકારે?"

"આપની રાજરાણી બનીને વૈકુંઠની પણ મરજી નહતી કરતી, તે દહાડા હવે વહી ગયા. મહારાજ!"

"એ શું? શાથી વહી ગયા? ક્યાં વહી ગયા?"

"હવે હું સંસાર ગૃહિણી નથી. સંન્યાસિની છું. કર્મમાત્રને મેં ચોળી નાખ્યાં છે."

"જે સ્ત્રીના સ્વામી હયાત હોય તે સંન્યાસિની હોઇ શકે નહિ. તેમ કરવાનો તેને અધિકાર નથી. સધવા સન્નારીને તો સ્વામી સેવા એ જ તેનો ધર્મ છે."

"કર્મ માત્રનો ત્યાગ કરનારને એવા ધર્મોનો બાદ નડે નહિ."

"કર્મનો ત્યાગ કોણ કરી શકે છે? ત્યાગ તું કરી શકી છે? એમ હોય તો રણજીતને મેં દેહાંતદંડની સજા કરી હતી તે શા માટે માફ કરાવરાવી? શું એ કર્મ ન થયું?"

"કર્મ ખરૂં; પણ એટલાથી હું સંન્યાસભ્રષ્ટ થઇ ગઇ? અથવા એકવાર ધર્મભ્રષ્ટ થઇ હોઉં, તો શું હમેશ ધર્મભ્રષ્ટ થતી જ રહું?"

" સ્વામી સાથે રહેવામાં ધર્મ નષ્ટ થાય છે એવી ઉંધી બુદ્ધિ તને કોણે બતાવી? ધર્માચરણી રાખવાનો ઇલાજ તો મારા હાથમાં છે. હું તારો ભરથાર છું. તારાપર મારો અધિકાર છે. એ અધિકારના બળથી પણ હું તને જવા દેનાર નથી."

" આપ સ્વામી છો ને રાજા પણ છો. તે ઉપરાંત આપ ઉપકારક પણ છો અને હું ઉપકૃત છું. એ કારણથી આપ નહિ જવા દો, તો હું નહિ જઇ શકું."

" હું સ્વામી છું, રાજા છું અને ઉપકારી છું; એટલા જ માટે હું તને જવા નહિ દઉં, તો તું નહિ જાઉં? એમ કેમ નથી કહેતી, કે તમારાપરના મારા પ્રેમના કારણે હું નહિ જઇ શકું?"

" એ વાતો હવે વિસારે પડી છે—મહારાજ! મને હવે સમજાયું છે કે પ્રેમ સ્વયંભૂ પ્રકટવો અને પ્રેમને કલાથી પ્રકટાવવો એ બન્ને ભિન્ન વસ્તુ છે."

"એવું અધુરૂં જ્ઞાન તને કોણે શિખવ્યું છે? સહેલાઇથી ન સમજી શકાય એવી તું તો વાતો કરે છે. બધું ભૂલી જા. લીલા! હું તારો સ્વામી છું તે જ્ઞાનને અંતઃકરણમાં ચોક્કસ ઠસાવી લે. મારી સાથે જ જીવન વહન કરવું એ તારો જીવનધર્મ છે. તે ધર્મથી ભ્રષ્ટ થવામાં બીજી સ્ત્રીઓને પણ અન્યાય મળશે. હું રાજા છું, સર્વના ધર્મનું સંરક્ષણ કરવું એ મારો ધર્મ છે. તે પ્રમાણે સ્વામીનો ધર્મ છે, કે સ્ત્રીને ધર્મપરાયણ રાખે: તેથી હું તને તારા ધર્મમાં જ વાળું છું. લીલા, તને હવે અહીંથી નહિ જવા દઉં."

" એ તો મેં પ્રથમથી જ કહ્યું છે, કે આપ સ્વામી છો, રાજા છો અને આપ મારાપર ઉપકાર કરવાવાળા છો. આપની આજ્ઞા મને શિરોધાર્ય છે. કેવળ એટલું જ મારે જણાવવાનું છે કે મારાથી આપને સુખ નહી મળે."

" તારાં દર્શનમાત્રથી મને સુખ મળે છે."

" ત્યારે બીજી મારી હજુ એક માગણી છે. મને જો અહીં જ રાખવી હોય, તો મારે વાસ્તે આ રાજ–નગરમાં રહેવાનું ન રાખશો. નગર બહાર કુટિ બનાવરાવશો, તેમાં હું રહીશ. જુઓ છો કે હું સંન્યાસિની છું. મહેલમાં રહેવાથી હેરાન ગતિ ભોગવવી પડશે. લોક આપને પણ હસશે."

" અને કુટિમાં રાજરાણીને રાખવાથી લોક નહિ હસે?"

" મને કોઇ રાજરાણી તરીકે નથી ઓળખતું."

" હું તને મળી શકીશ કે નહિ?"

" આપની ઇચ્છાનો એ સવાલ છે."

" તારી સાથે હળવું મળવું અને તારે રાજરાણી ન કરવું એ કેવી વાત? એવા આચરણથી લોક તને શું કહેશે, જાણે છે?"

"લોક મને રાજાની રખાત કહેશે. એજ કે બીજાું કાંઇ! મહારાજ, હું સન્યાસિની છું. મને માન અપમાન અડતું નથી. લોક ફાવે તેમ લવે. મારૂં માન મારા જ હાથમાં છે."

"એટલે?"

"હું આપની સહધર્મચારિણી છું. મારી સાથે ધર્માચરણ જ આપ કરી શકશો. અધર્માચરણ નહિ. ધર્મથી અલગ ઇંદ્રિયોની જે તૃષ્ણા છે, તેની તૃપ્તિની લોલુપતા તે અધર્મ. પશુવૃત્તિ વાસ્તે દેવોએ વિવાહનો વિધિ કરેલો નથી. પશુઓના વિવાહ થતા કદી દીઠા છે? ધર્મની અભિવૃદ્ધિ અને તેના સંરક્ષણ વાસ્તે વિવાહ છે. રાજર્ષિઓ ચિત્તની વિશુદ્ધિ સિવાય સહધર્મ ચારિણીનો સંસર્ગ નથી કરતા. ઇન્દ્રિઓને અધીન તેઓ બનતા નથી એવા પરવશતામાં પડવું એ મોટામાં મોટું પાપ છે. નાથ! પોતે સાફ દિલથી પવિત્રપણે મારી કને વાતચિત કરી શકશો, ત્યારે હું આ મારી બગડી કથા ઉચ્ચારીશ. ત્યાં સુધી આપને અલગ આસનપર બેસવું પડશે."

"હું તમારો સ્વામી થાઉં. શા માટે મારા કહ્યા પ્રમાણે તમે ન ચાલો?"

"એકવાર તેમ થતું હતું; કેમકે તે વખતે પોતે જ પુરૂષાર્થી હતા. હવે મારામાં પણ એક પ્રકારના બળનો સંચય થયો છે. હું વનવાસિની છું. વનમાં અમ લોકને અનેક આણધારી આફતો નડે છે. એવી પણ વિપત્તિ નડે છે. જેનાથી છુટાય નહિ. તે વખતે અમે અમારા સંરક્ષણ સારૂં—અમારા શિયળની સંભાળ સારૂ એક પ્રકારની ચાકુતિનો ઉપયોગ કરી લઇએ છીએ. તે મારી પાસે જ રહે છે. પ્રસંગ પરત્વે તેનો ઉપયોગ કરી, આત્માને પવિત્ર જ રાખી પ્રભુના દરબારમાં પહોંચી જવાશે."

અરેરે, આ લીલા શું વિનાયકની લીલા છે?

---

## (૩૯)

## પાગલપણું.

---

લીલાની વાતો સાંભળીને વિનાયક તો તાબૂત જેવો જ થઇ ગયો. તેના શ્વાસોશ્વાસ નિયમિત ચાલે છે, કે નહિ એને માટે પણ તેને શંકા થઇ! પણ વિનાયક શું કરે? જોર કે જોહુકમી વાપરવાનું કામ ન હતું. કળામાં પણ તે ફાવી શકે એમ તેને લાગતું નહતું. હાલ તો વિનાયકે નમતું મૂકયું

અને લીલાના સૂચન પ્રમાણે નગર બહાર સાદું મકાન નામે 'ચિત્તવિશ્રામ' બંધાવી આપ્યું.

લીલા તે ચિત્તવિશ્રામમાં વ્યાઘ્રચર્મ બિછાવીને રોજ બેસતી અને રહેતી. મહારાજ રોજ તેને મળવા આવતા. અલગ આસન બિછાવી તેની સાથે વાતો કરતા અને પાછા સાયંકાળે નગરમાં આવતા. પણ આવા સહવાસના પરિણામે વિનાયકના અંતઃકરણમાં એક પ્રકારના વિષે ઘર કર્યું.

કેવા પ્રકારની પરસ્પર વાતો થતી હતી? રાજા પ્રેમની વાતો કરતો, લીલાને માટે તેને જે ખમવું પડયું તે કહેતો, લીલા સિવાય જીવન શૂન્ય બની ગયું હતું એમ જણાવતો, રાજ્ય કારોબારને લગતી, પોતાને માટે ગૌરવ ઉપજાવનારી જે જે વાતો હતી, તે કરતોઃ લીલા વનપ્રદેશોની, કુદરતની લીલાની, પશુપક્ષી ને ફળ ફુલ વૃક્ષ લતાદિની, કેટલાય સંન્યાસિઓની, કેટલાય પરમહંસો અને બ્રહ્મચારિણીઓની, કેટલાક સમ્પ્રદાયોની, ધર્માધર્મ અને કર્માકર્મની, તથા પૌરાણિક ગ્રંથોની અને દેશાચાર તથા લોકાચારની વાતો કરતી હતી.

પણ અલગ આસનપર બેસીને વાતો કરવાનું વિનાયકને ગોઠયું નહિ. લીલાની વાતનું વસ્તુ ગમે તો વિનાયકને નહિ ગમતું હોય, પણ લીલાના જ મુખથી વાતો થતી હતી, તેથી તે સાંભળવા માટે તેના કાન તૈયાર રહેતા હતા. તેથી જ તેની વાતો રાજાને મનોહર લાગતી હતી. ખુદ લીલા પણ મનોહર હતી. રાજાના રૂંવે રૂંવે આગ તો ભભૂકી ઉઠી હતી. હવે તેનું સર્વાંગ પ્રજળવા લાગ્યું. જે લીલા વૃક્ષપર ચડી સેંકડો હિન્દુઓને મુસલમાનોના સામે યુદ્ધ કરવાનું પ્રોત્સાહન દઈ રહી હતી, તે જ એ લીલાનો, તે જ વખતનો ચિતાર માત્ર રાજાના હૃદયમાં ચિતરાતાં તેનું ચિત્ત લીલા વગર ચકડોળે ચડી જતું હતું. એ લીલા પ્રત્યક્ષ થતાં રાજાનો જીવ કેમ ઝાલ્યો રહે? રાજા ક્યાં મનોનિગ્રહી હતો? વળી લીલાનું સૌન્દર્ય, તે વખતના કરતાં સેંકડોગણું વધુ વૃદ્ધિ પામેલું છે. તેની પવિત્રતા અને સંયમી રહેણી કરણીથી તેનું સર્વાંગ દિવ્યતાને ધારણ કરતું હતું. લીલાની વાતોમાં દયા હતી, ક્ષમા હતી, શાંતિના પાઠો શીખવાના હતા, ધર્મ હતો, અભેદ પ્રેમ હતો, અમી હતી, જ્ઞાન હતું. વિનાયક કેવો હતો તે વ્યક્ત કરવાની જરૂર નથી. વિનાયક અદ્‌ભુત સૌન્દર્યમાં અંજાયો, વિનાયક અભેદપ્રેમને પાત્ર નહિ હોવાથી મોહક વિકારોને અધીન થવા લાગ્યો. વિનાયક પવિત્ર લીલાની સરલતાનો કીડો થવા લાગ્યો. વિનાયકે લીલાના જ્ઞાનામૃત માટે મનથી જ એમ ગણગણવા માંડયું કે "એવું જ્ઞાન મને ગમતું નથી અનિ-

રાય જીરે." વિનાયકના આવા પાગલપણાને લીધે લીલાના નિમિત્તે પોતાની પાયમાલી કરવાનાં ચિન્હ વાવવા લાગ્યો.

શરૂઆતમાં તો વિનાયક ચિત્તવિશ્રામમાં ગોરજ વખતે આવતો હતો અને લગભગ એકાદ પ્રહરની મુલાકાત પછી તરત જ ત્યાંથી પાછો ફરતો હતો. પણ પછી તો ધીરેધીરે રાતે તે વધારેવાર સુધી ત્યાં બેસવા લાગ્યો. એમ કરતાં કરતાં વિનાયકે ભૂખ તરસની દરકાર પણ છોડી. થોડા દહાડા પછી વિનાયકે ચિત્તવિશ્રામમાં જ રાત્રિના ભોજનથાળ મંગાવવાની અને ત્યાં જ રાતવાસો રહેવાની વ્યવસ્થા કરાવરાવી. લીલાના આગ્રહને અવલંબી વિનાયકને ભોજન ને શયન અલગ ભુવનમાં કરવાનું રાખવું પડયું હતું. લીલાના વ્યાઘ્રચર્મ પર પોતે શયન નહોતો કરી શકતો પણ એટલેથી જ તેનું મન માન્યું નહિ. પ્રભાતકાળે ઉઠીને નગરમાં જવામાં પણ હવે તેને અસૂર થવા માંડયું. સવારમાં પણ લીલા કને વાતો કર્યા વગર તે નગર ભણી પાછો ફરી શકતો નહતો. એમ કરતાં કરતાં જ્યારે દહાડો વધારે ચડવા માંડ્યો ત્યારે બપોરનું ભાણું પણ તેણે ચિત્તવિશ્રામમાંજ મંગાવવાની ગોઠવણ કરી. રાજા બપોરનું ભોજન જમ્યા પછી નિદ્રા અને આરામ લીધા બાદ નમતે પહોર માત્ર થોડોજ વખત રાજકાજને કારણે દરબારમાં અને પછી મહેલમાં ડોકીયું કરી આવતો. આમ કેટલાય દિવસો વિત્યા; પણ એટલાથી એના જીવને નિરાંત મળી ના. વખત જતાં ચિત્ત વિશ્રામમાં જ તેણે રહેવા માંડયું. અઠવાડિયામાં બે ચાર દિવસને આંતરે દરબારની ને મહેલની કે નગરની ખબરઅંતર કઢાડી આવતો. બીજા કોઇને ચિત્તવિશ્રામમાં ગમે તેવું કારણ હોય તો પણ આવવાની આજ્ઞા ન હતી. સહજમાં મહારાજ વીર વિનાયકનો રાજ્ય સાથેનો સંબંધ, ચડેલો જ્વર જેમ ઉતરી જતો હોય, તેમ છેક કમી થઇ ગયો.

———o———

## ( ૪૦ )
## લોકવાયકા.

———o———

રામચન્દ્ર અને શ્યામચંદ્ર નામના બે ગરીબ ગૃહસ્થો મહમ્મદપુરમાં રહેતા હતા. રામચંદ્રના દેવીના મંદિરમાં બેસીને સાંજને વખતે એકાન્તમાં તમ્બાકુની લહેજ્જતમાં આવીને બન્ને ઠંડા પહોરની વાતોના તડાકા મારતા હતા. તેમની વાતનો થોડો વિભાગ તો વાચકોને વાચવો જ પડશે.

" ઠીક ભાઇ, કહી શકો છો ' ચિત્તવિશ્રામ ' ની મૂળ બાબત શી છે ? "

"ભગવાન જાણે. રાજાઓને ત્યાં એવાં જ કામ થયાં જાય છે. શેઠીઆઓને ત્યાં પણ કંઈ કંઇ કબાડાં થાય છે, તો રાજા મહારાજાના મન્દિરની તો શી વાત કરવી? અમારા મહારાજ વીર વિનાયકને તો ઘણા ભલા કહેવા જોઇએ; કેમકે તે કાંઈ છેક લંપટ નથી. પડી છે એકાદની પથારી એમને ત્યાં."

"એતો જાણે ઠીક, પણ તમે શું સમજો મારા સરકાર! મહારાજ તો ધર્માત્માના પૂતળા પેઠ પૂજાતા રહ્યા છે ને તેમને ફજેત કરાવનારી શી વાતો ચાલે છે આ? તેથી હું તો પૂછું છું, કે મુદ્દો શો છે?"

"લોક તો કહે છે, કે હવે રાજા પહેલાં જેવા રહ્યા નથી. મનુષ્ય સદાકાળ એક સરખો રહેતો નથી. ધનસંપતિ વધતાં તેનો નશો ચડયા વગર રહે? પ્રારંભમાં તો અમે લોક રામરાજ્ય સરખું સુખ ભોગવતા હતા, પણ જ્યારથી ભૂપણાપર અધિકાર મેળવાયો ત્યારથી વાત વંઠી છે."

"નવા જાગ છે. મને તો એમ લાગે છે, કે ચિત્તવિશ્રામના વાતમાંથી રજનું ગજ થયુ છે. મહારાજની વાત પણ હવે વધી છે. પણ મહારાજને એવી રીતે વશ કરી લેવાની વાત નાની સૂની નથી. એ જુવા જેવી જુવતિ પણ જેવી તેવી નહીં હોય! કોણ જાણે ક્યાંથી આવીને રાજાને અંગે ચોંટી છે?"

"એમ સંભળાય છે કે એ એક ભૈરવી છે. કોઇ તો એમ પણ બોલે છે કે એ ડાકિની છે. ડાકણ જાતને તરેહવાર માયા ને ફંદ ફેલાવા કરતાં આવડે છે. માયાને બળે તેણે ભૈરવી રૂપ ધરીને આમ તેમ ફરવા માંડયું છે; વળી કોઇ કોઈ એવું બોલતા પણ સાંભળ્યા છે, કે તે એકલી નથી પણ યુગલ છે. એક જીવ અંતરીક્ષમાં અધ્ધર ઉડતો ફરે છે તેને કોઇ દેખી શકતું નથી."

"ત્યારે તો સત્યાનાશ વળવાનું! મહારાજ ડાકણના ફંદમાં ફસાયા! હવે રાજ્યનું શું સાર્થક થનાર હતું?"

"જવાદોને એ વાત જ મારા સરકાર! રાજા વળી હવે ક્યારે રાજકાજમાં જીવ જ પરોવે છે? રાજકારોબાર મંત્રીજી ચલાવે છે; પણ તે લડાઇ-ટંટાની વાતમાં શું સમજે? અહીં નવાબની ફોજ ઝટપટ આવી પહોંચવાની."

"મંત્રીજી તો છે જ-ભલે ફોજ આવે."

"જાઓ મારા સરકાર હજુ તમે એવાને એવા રહ્યા. બીજાને શી

પડી છે? જેના પેટપર સાપ પડયો હોય તે ઉઠાળે. રણુજીતે શું કર્યું, તે જોયું કની? અમને તો અમારી પડી છે. અધિકારીઓ ફરી બેસશે તો અમારી શી દશા! વાગતું વાગતું તોરણે આવશે ત્યારે સો ખબર પડશે."

"ખરી વાત. ટાળો હવે મળતો આવે છે. મારા પડોશમાંથી પાંચ સાત આદમી આ રાજ્ય છોડી ચાલ્યા ગયે પાંચેક દિવસ જ થયા, તે દહાડો મેં તેમને હસી કહાડયા હતા; પણ હવે ખરો માયનો સમજાય છે."

—-o—-

## (૪૧)

## લીલાની જ લગની.

એક દહાડો ચિત્તવિશ્રામમાં આવેલા વીર વિનાયકને લીલાએ પૂછ્યું.— "મહારાજ! આપ તો હમેશાં ચિત્તવિશ્રામમાં જ રહો છો. રાજકારોબાર કોણ ચલાવે છે?"

"તું જ મારૂં રાજ્ય છે. તારાવડે જેટલું સુખ છે તેટલું સુખ શું રાજ્યથી મળવાનું છે?"

"પત્યું! અરેરે, આટલા માટે આપે હિન્દુ રાજ્ય સ્થાપ્યું હતું? મારી ખાતર હિન્દુશાસનનું અધઃપતન થાય છે! ધર્મનો લય! મારા નિમિત્ત! શું પોતે જ વીર વિનાયક છો?"

"એમ શા માટે કહે છે—લીલા! રાજ્ય તો સ્થપાઇ ચૂક્યું છે."

"ને તે કાયમ રહેશે?"

"કેમ નહિ રહે! તેને કોણ નષ્ટ કરનાર છે?"

"પોતે જ નષ્ટ કરો છો. રાજાનું રાજ્ય અને વિધવાનું બ્રહ્મચર્ય પોતે જ જાળવે તો જળવાઇ રહે. વિવેક પુરઃસર રાજ્યનું સંરક્ષણ નહિ કરો તો તેનો લય થવાનો એ નિર્વિવાદ વાત છે."

"પણ રક્ષણ તો થાય છે જ."

"આપ રાજ્યના સંરક્ષણ વાસ્તે શું કરો છો? અહોનિરંતર આપને તો મારી પાસે જ બેઠેલા દેખું છું!"

"સમજફેર થાય છે. રાજકારોબારની તપાસ હું નથી રાખતો એમ નહિ. હમેશ હું નગરમાં તો જાઉં છું ને? મારી ક્ષણભરની હાજરી અને પળમાત્રની કારોબારતપાસણી પણ પૂરતી છે; વળી તે ઉપરાંત મંત્રીજી છે અને સમરસેન છે. તેઓ દરેક કાર્યમાં પ્રવીણ છે. મને તેથી જ નિરાંત છે."

"આપે જોયું છે, કે તેઓની હાજરી હોવા છતાં પણ રાજ્યપર હાથથી જતું રહેતું હતું. દિલ્હીથી પોતે ન આવી પહોંચ્યા હત તો શી સ્થિતિ થાત તે તમારાથી અજાણી નથી."

"ખરી વાત. પણ હવે હું ગેરહાજર કયાં રહ્યો છું. જરૂર પડતાં રક્ષા કરવા તૈયાર જ છું કની?"

"જ્યાં સુધી એવા અઈસ રહેશે ત્યાં સુધી આપ ખાસ તૈયારીઓ કરવા પ્રેરાવાના નથી. તૈયારી સિવાય ધારી કાર્યસિદ્ધિ કદી થવાની નથી."

"તૈયારીમાં શી ત્રુટી દીઠી?"

"હું સ્ત્રી છું, સંન્યાસિની છું. રાજકારોભારની વાતો હું શું સમજું? પણ એક વાતની મને ધાસ્તી લાગે છે, તે એ છે, કે મુર્શિદાબાદના શા સમાચાર છે? તોરાજમાં ગયા. ભૂષણા ગઇ. બારસા જમીનદાર ગયા. એટ—એટલું થવા છતાં નવાબ શું શાંત રહેશે?"

"એ બાબતમાં બિલકુલ સંકાચાવા જેવું નથી. મુર્શિદકુલિખાં જ્યાં સુધી આપણી ખંડણી નિયમિત મેળવતો રહેશે ત્યાં સુધી તે કશું બોલનાર નથી."

"ખંડણી તેને મળે જાય છે?"

"હા. તેને માટે બંદોબસ્ત તો કરેલો છે; પણ આ વર્ષે જ હજુ ખંડણી મોકલી નથી. કેમકે હાલ ખર્ચ વધારે થઇ ગયું છે."

"તો એ શાંત રહેશે એમ શાથી કહો છો?"

વિનાયક થોડીવાર મસ્તક નીચું રાખી અવાક્ બેસી રહ્યો. પછી માથું ખંજવાળતો બોલ્યો:—

"તે શું કરવાનો છે, અથવા શું કરે છે, તે સંબંધી હજુ સુધી કશા સમાચાર નથી મળ્યા."

"મહારાજ! દશા ભયાનક દેખાય છે. ચિત્તવિશ્રામમાં રહીને આપ મુત્સદ્દીપણું પણ ચૂકયા?"

"લગભગ એમ જ થયું છે. લીલા! તારા વદનનું દર્શન થતાં બીજું બધું જ ભૂલી જવાય છે!"

"તો હું આપની પાસે એક ભિક્ષા માગું છું. આ અભાગિણીનું આપને ફરી મ્હોં ન જોવું પડે. નીકર વીર વિનાયક મહારાજના નામપર કલંક લાગશે અને આ ધર્મરાજ્ય નષ્ટ ભ્રષ્ટ થઇ જશે. મને આજ્ઞા કરો. હું વનમાં જ ગમન કરું."

"જે થવાનું હોય તે થાવ. મેં નક્કી કર્યું છે, કે રહાય તો તને

ત્યજવી પડશે કે ત્હાય તો રાજ્યને. હું રાજ્યનો ત્યાગ કરવા તૈયાર છું. તને નહિ ત્યજી શકું."

"તો એમ કરો. રાજ્ય કોઇ યોગ્ય વ્યક્તિને હવાલે કરી, પોતે સંન્યાસ ગ્રહણ કરો અને પછી ચાલો આપણે બેઉ વનવિહારી બનીએ."

વિનાયક ચિન્તામાં ડૂબી ગયો. તેની ભોગવાસના અતિ પ્રબળ થઇ ગઇ છે. જો અગાઉ આમ બન્યું હત; તો કદાચ તે રાજ્યને પણ ત્યજી જનત. પણ હવે તે વિનાયક નથી. રાજ્યભોગ ભોગવતાં ભોગવતાં તેનું મન છેક મલિન બની ગયું છે; તેથી તે રાજ્યનો ત્યાગ ન કરી શક્યો.

## (૪૨)
## રમાની વેદના.

સભામંડપમાં રમા જ્યારે મૂર્ચ્છાવેશમાં આવી પડી, ત્યારે દાસીઓ તેને સાવધાનતાથી ઉઠાડી લઇ મહેલની અંદર મૂકી આવી હતી. રમા તે દિવસથી પથારી વશ રહી તે રહી. ફરી ઉઠવા જ પામી ન હતી. રમાએ તેના શિયળની સાબીતી કરી આપી તેનું સતી નામ કાયમ રહ્યું. પણ દેહના પિંજરમાંથી પ્રાણ પંખી ઉડી જવા માટે તેની પાંખો ફફડાવી રહ્યાં છે.

રોગે ઉંડી જડ ઘાલી છે. જો કે ચિકિત્સામાં મણા રહી નથી. રાજરાણીને ચિકિત્સકોની શી ખોટ? પ્રારંભથી જ વૈદ્ય ને હકીમોની આવદાની થવા માંડી હતી. ખુદ રાજવૈદ્યો પણ ઉપચાર કરી રહ્યા હતા.''રાજવૈદ્યોને કોઇ બારે મહિના કામ હોતું નથી. ઘણે દહાડે તેમને ફરજ બજાવવાની આવી પડી. ત્યારે સૌએ મળીને રમારાણીના રોગને પારખવાનાં આન્દોલનો ઉપસ્થિત કર્યાં. મૂર્ચ્છા, વાયુ, અમ્લપીત તથા હૃદયરોગ ઇત્યાદિ તરેહવાર રોગના ચાળા સાંભળી સાંભળીને રાજ કર્મચારીઓના મનમાં અતિ ક્રોધ થવા લાગ્યો. કંઇ કંઇ બાધા આખડીઓ રાખવામાં આવી પણ રોગ શો છે તે ઓળખાયો ના. રોગ ગયો પણ ના.

વૈદ્ય લોકો કેવળ અલેલટપ્પે દર્દનું નામ નિવેદન કરતા હતા એમ કહી અમે તેમને અન્યાય નથી આપતા. તેમણે તેમનાથી બન્યાં એટલાં ઓષધોનો ઉપયોગ કર્યો. ગુટિકા, અવલેહ, માત્રા, ફાકી, વગેરે જે જેને ઠીક લાગ્યું તેવું તેણે બતાવ્યું. દર્દને હઠાડવા દવાઓનો એટલો તો વરસાદ વરસવા લાગ્યો, કે એક નોકરે તો મનમાં ને મનમાં એમ પણ કલ્પી દીધું કે "રાણી હોઇને તેને રોગ થવે પણ સારો છે!"

જેને વાસ્તે દવાઓનો આટલો રાફડો ફાટયો છે, તેને દવાઓની પરવા નથી. વૈદ્યો બહુમૂલી માત્રાઓ વાપરીને દવાઓ તૈયાર કરતા, પણ રમા એકકે દવાને અડતી નહતી.

તરલાની જગ્યાએ રેવા નામની એક દાસી નિમાએલી છે. તે રમાની મૂખ્ય દાસી થઇ પડી છે. તે વયે બુઢ્ઢી હોવાથી રાધારાણીએ રમાને ત્યાં રખાવી હતી. પણ રેવા તેના મનથી પોતાને બુઢ્ઢી માનતી નહતી. સાંભળવા પ્રમાણે આ બાબતમાં એક નોકરનો મતલબ જૂદો જ હતો. રેવા પુરાણી ઢબથી વર્તતી હતી. રમા માટે તે ખૂબ મહેનત કરતી. દર્દીની સેવામાં કોઈ તરેહની ત્રુટી ન થાય તે બાબત રેવા બહુ ધ્યાન દેતી. રમાને માટે જે જે દવાઓ તૈયાર થઇને આવતી હતી, તે રેવાના હાથમાં પ્રથમ પડતી હતી. દવાનું સેવન કરાવવાની જવાબદારી પણ તેને માથે હતી. પણ સેવન કરાવવાની વાત તેની શક્તિ બહારની હતી. રમા કોઈ પ્રકારે સમજતી નહતી ને દવા લેતી નહિ. પરિણામે તેની વેદના કમી થઈ ના. ઉલટી વેદના વૃદ્ધિ પામી. રમા હવે ઉઠી શકતી ન હતી. આવી સ્થિતિ જોઇને રેવાએ રમાની પ્રસ્તુત દશા રાધા રાણીને કહેવાનો સંકલ્પ કર્યો. તેથી તેણે રમાને પૂછ્યું:—

"હું મોટાં બાની પાસે જઉં છું. તેમને કહીશ, તો તેઓ આપને દવા ખવડાવ્યા વગર નહિ રહે."

"જા બાપુ! હવે મરણ પાસે આવ્યું છે, ત્યારે પણ શું કરવા દમે છે? તારે વાસ્તે હું બંદોબસ્ત કરીશ."

"શો બંદોબસ્ત કરશો—બા!"

"મારે માટે તારી પાસે જેટલી ઔષધની ગોળીઓ છે, તે તું મને વેચાતી આપીશ! દરેક ગોળી દીઠ એક એક રૂપિયો હું તને આપીશ."

"એ શું બોલો છો! આપની જ દવા આપને વેચાતી આપું?"

"રૂપિયા લઇને મને દવા આપી દે તો પછી દવાપર તારો કશો અધિકાર ન રહે. પછી ગમે તો હું તે ગોળી ગળું કે ન ગળું તેની તારે જવાબદારી રહેતી નથી."

રેવા થોડીવાર લગણ વિચાર કરી રહી. તે બુદ્ધિમાન હતી. મનથી જ એણે નિશ્ચય કર્યો, કે રાણી તો હવે મરવા જ પડી છે. તો મારે રૂપિયા શું કરવા જતા કરવા? નક્કી વિચાર કરીને તેણે રમાને કહ્યું:—"બા સાહેબ, જો તમે ગોળીઓ ખાવ, તો ભલે રૂપિઆ આપો. નીકર એમને એમ જ ગોળીઓ લઇ લ્યો."

આવી રીતે વાતચિત થઈ. રેવાએ રૂપિયા લઇને રમાને બધી દવા

સોંપી દીધી. રમાએ બહુમૂલી માત્રાઓને વેડફી દીધી. થોડી પથારી તળે દબાવી રાખી. તે ઉઠી શકતી ન હતી. બીજે કયાં છૂપાવે ?

ધીરે ધીરે શરીર ક્ષીણ થવા માંડયું. રાધારાણી રોજ રમાને જોવા આવતી અને લાંબા વખત સુધી તેની કને બેસી, વાતચિત કરી પાછી પોતાના મહેલમાં જતી હતી. રાધાએ જોયું, કે રમા ઉપર મૃત્યુની છાયા પડી ચૂકી છે. રાધાએ સવેળા રાજ્યવૈદ્યોને એકદમ બોલાવ્યા. તેમને ધમકાવીને પૂછયું:—રોગની ચિકિત્સા કરી તેને મટાડવાની શક્તિ નથી ત્યારે વેતન નકામું ખાવાને સરજાયા છો ?" ત્યારે એક જૂના વૈદ્યે વિનિતભાવે ઉત્તર આપ્યો:—રાણી બા ! વૈદ્ય દવા દઇ શકે છે, આયુષ્ય નથી આપી શકતા." રાધા ગુસ્સામાં હતી ને વધારે ગુસ્સે થઈ, તેણે એકદમ સર્વને ફરમાન કર્યું:—તમારા જેવા વૈદ્યોની મારે જરૂર નથી. જાવ." વૈદ્યો નારાજ થયા. પણ પેલો જૂનો વૈદ્ય હિમ્મતવાન હતો તેણે ખુલાસો કર્યો:—" રાણી બા ! અમારૂં જ કમનસીબ ! બાકી મારી માત્રા રામબાણ છે. તેની ટાંકી ન લાગે એ નવાઇ ! હજુ વાયદો કરૂં છું, કે ત્રણ દિવસની અંદર હું રાણીજીને આરામ કરી દઇશ. પણ એક સરતે."

" શી સરત ?"

" મારે જ હાથે હું ઔષધી આપું ને રાણીજીને ખવડાવું."

કેમકે બુઢ્ઢા વૈદ્યને શંકા પડી હતી, કે રમા ઔષધ જ ખાતી નહિ હોય. રાધારાણી રાજી થઈ. બુઢ્ઢાની સરત તેણે સ્વીકારી સૌને વિદાય કર્યાં. પછી રમા આગળ આવીને તેણે બનેલી વાત કહી. રમા લગીર હસી. વધારે હસવાની તેનામાં શક્તિ ન હતી. રાધાએ પૂછયું:—"હસો છો કેમ ?"

" ઔષધ નથી ખાવાની."

" કેમ વારૂ ? આટ આટલી ઔષધી ખાધી, તો ત્રણ દહાડા વધારે."

" પણ મેં તો ઔષધ ખાધું જ નથી ને !"

" એમ ! ! બહુ ખોટું કર્યું ? એ બધી દવાનું શું કર્યું ?

" પથારી તળે છે."

" અરરર ! હવે નાહક આત્મઘાતિની શું કરવા થાઓ છો ? હાથે કરી મોત માગો છો ! કલંક હતું તે તો ટળી ગયું છે !"

" ત્યારે ખાઇશ."

" પણ કયારે ?"

" જયારે મહારાજ મને જોવા આવશે ત્યારે."

બોલતાં બોલતાં રમાની આંખમાંથી આંસુ નિતર્યાં. રાધા પણ રોઇ

પડી. વિનાયક ક્યાં છે! તેને નગરમાં કે મહેલમાં શું બને છે તેની પરવા ક્યાં છે! વિનાયક ચિત્તવિશ્રામમાં રહે છે. છતાં રાધાએ લુખ્ખું આશ્વાસન આપતાં રમાને કહ્યું:—આ વખતે આવતાં જ પોતે તમને જોવા માટે આવશે."

## (૪૩)
## રમા ગઇ.

"આ વખતે આવતાં જ પોતે તમને જોવા આવશે." એવું આશ્વાસન આપીને રાધા તેના મહેલમાં પાછી ફરી હતી. એ આશ્વાસનથી રમાના થોડા દિવસ કંઇક ઠીક પસાર થયા; પણ પછી એમ ચોક્કસ લાગવા માંડ્યું, કે રમા હવે બચનાર નથી. રાધારાણી એકલું આશ્વાસન આપીને જ બેસી રહી ન હતી. તેનાથી બનતી તજવીજ કરતી જ હતી. મહારાજના મેળાપ માટે આભ જમીન એક કરી નાખતી હતી. કોઇ કોઇવાર વિનાયક મળી જતો. પણ "આજ નહિ, કાલે." એવો રમાને મળવાનો વાયદો કરીને ચાલ્યો જતો. રાધાએ જોયું કે ગુસ્સે થવામાં કશો મલા નથી ને ગુસ્સો કર્યે કાર્ય સરનાર નથી. રાધા શાંત રહી. રાધાએ જાણ્યું, કે મહારાજને એક પિશાચિની જ મળી છે ને તેણે તેમને ખરાબ ખરાબ કરી નાખવા માંડ્યા છે. પિશાચિનીપર તેને ઘણો ગુસ્સો ભરાયો હતો. તેનું કેમ નિકંદન કહાડવું એનો પ્રયત્ન તે કર્યા કરતી હતી. રાધાને ખબર ન હતી કે તે લીલા છે! વિનાયક વગર બીજા કોઇને એ વાતની ખબર નહતી. રાધાએ તેની ચોક્કસ ખાતરી કરવા માટે ઘણાએ આદમીને ચિત્તવિશ્રામમાં મોકલ્યા પણ આજ્ઞા સિવાય અંદર માખી સરખી પ્રવેશી શકતી ન હતી. તેથી પિશાચિની વિષે ખરી ખાતરી કોઇને પડી ના. છતાં નગરમાં અફવા તો તરેહવાર ઉડવા લાગી, સૌની સામટી અફવાનો સાર એટલો સંભળાતો હતો, કે તે કોઇ માનવભક્ષણી છે. દહાડે સ્ત્રીનું રૂપ લઇ હરે છે ફરે છે ને વિલાસ વૈભવના ભોગ ભોગવાવી તે દ્વારા માણસને ચૂસી લે છે ને રાતને પહોર સ્મશાનમાં જઇ શબનું ભક્ષ કરતી ફરે છે. આવી વાતથી રાધા પણ ભય પામી, તેણે મંત્રી ગુણવંતરાયને ચેતાવ્યા. મંત્રીએ બાહોશ, મંત્રવિદ્યા જાણનારાઓની પાસે દોરા ધાગા બનાવડાવ્યા, પણ મહારાજનો ઉદ્ધાર થયો ના. પિશાચિનીનું નિકંદન નિકળ્યું ના. છેવટ એક હુંશિયારમાં હુંશિયાર ગણાતા તંત્રવિદ્યા ના જાણકારે સાફ સાફ વાત કહી નાખી, કે એતો સાક્ષાત્ દુર્ગા દેવીની દાસી છે. તે શિવના શાપથી

મૃત્યુલોકમાં અવતરી છે, ને મનુષ્યના સહવાસમાં જીવન નિર્ગમન કરે છે. શાપનો અંત આવતાં સ્વયં કૈલાસમાં ચાલી જશે.” આવું સાંભળીને રાધા અને મંત્રીજી ખેદ પામ્યા. રાધાને તો એનાપર એટલી રીસ ચડી હતી, કે “ગમે તો એ દુર્ગાદેવીની દાસી હોય કે ન્હાય તે હોય. પણ જો એકવાર હાથમાં આવે તો ઝાલીને ચીરી જ નાખું!”

એક દહાડો મહારાજની મુલાકાતનો જોગ મળી આવ્યો. રાધારાણીએ તે દિવસે જોરજુલમે રમાને ત્યાં તેને જોઈ આવવાની આગ્રહપૂર્વક આજ્ઞા કરી. કંઇક વિનાયક પિગળ્યો અને તેને રમાને ત્યાં જોવા જવું પડ્યું. વિનાયકને જોઇને રમા બહુ આક્રન્દ કરવા લાગી. વિનાયકે રમાને લગીર પણ તિરસ્કારની નજરે જોઇ નહતી. રમા વિનાયક કને કશી વાતચિત ન કરી શકી. વિનાયકના મનમાં રમાની આવી દુબળી દશા દેખીને દુઃખ થયું કે નહિ, તે તો એ જાણે, પણ વિનાયકે સ્નેહભર્યા સંબોધનથી રમાને દર્દ મટી જવાનો દિલાસો દીધો. દિલાસાથી રમાનામાં જાણે નવું નૂર આવતું હોય તેમ જણાયું. સુમધુર ભાવથી તેણે એકવાર વિનાયકના સામું જોઇને મંદ સ્મિત કર્યું. પણ તે કેવું સ્મિત! વિનાયકે જોયું કે તે સ્મિત છેવટનું જ હતું. રમા એકદમ હસતી બંધ થઈ ગઇ. તેનો શ્વાસ ધીમો પડી ગયો. એકદમ વિનાયક રમાના પલંગપર બેસી તેને ધીરજ દેવા લાગ્યો. રમાનો ન્હાનો બાળક પણ ત્યાં જ હતો. તે પલંગપર ચડી રમાની ગોદમાં જઇ, ડરતો ડરતો લપાવા લાગ્યો. અસ્ફૂટસ્વરે રમાએ વિનાયકને અંતિમ વચનો કહ્યાં:—“બાળકને ગોદમાં લ્યો. મારા નાથ! માતાનો દોષ હોય તો પણ બાળકને ત્યજશો ના. હું તો હવે જાઉં છું. બાળકને ભૂલશો ના.”

યંત્રવત પૂતળા જેવા વિનાયકે રમાનું વચન સ્વીકાર્યું. ફરી રમાએ વિનાયકને પોતાની છેક નિકટ આવીને બેસવાની ઇશારત કરી. વિનાયક પાસે આવીને બેઠો. રમાએ તેના હાથને વિનાયકના ચરણ આગળ મૂક્યા. વિનાયકની ચરણરજ લઇને રમાએ તેના મસ્તિષ્કપર ચડાવી. છેવટ તે બોલી:—આ ભવમાંથી તો હું વિદાય થાઉં છું. પ્રભો! આશીર્વાદ આપો, કે જન્માન્તરમાં પણ હું આપને જ પામું.”

રમાથી વધારે બોલાયું ના. તેની વાણી બંધ થઇ ગઇ. શ્વાસ જોરથી ચાલ્યો. આંખોનું તેજ ક્ષીણ થયું. મુખ મ્લાન બની ગયું. દીવો હોલવાઇ ગયો. પળવારમાં રમા હતી નહતી થઇ ગઇ. રમા ગઇ!

## (૪૪)

## ગુરૂ પ્રત્યે વિરોધ.

રમા ગુજરી ગઈ તે દિવસે વિનાયક ચિત્તવિશ્રામમાં ના ગયો. વિનાયક જ્યારે રાજા થયો નહતો, વિનાયકે જ્યારે લીલાને જોઈ નહતી, ત્યારે રમા પર તેનો પ્રેમ ઠીક હતો. પણ તે પ્રેમ ગયો. કેમ ગયો? વિનાયકે તેનો વિચાર કદી ન કર્યો; આજ એને કંઇક શોચના થઇ. વિચારતાં એને લાગ્યું, કે રમાનો ઝાઝો દોષ ન હતો. દોષ વિનાયકનો—પોતાનો—જ છે. પોતાના મનથી જ વિનાયક પોતાને માટે અસંતુષ્ટ બન્યો.

વિનાયકનું ચિત્ત દુઃખી થયું. ચિત્તને પ્રસન્ન કરવા વાસ્તે લીલા પાસે જવાની પણ તેને ઇચ્છા થઈ ના; કેમકે લીલાની પાસે તેના મનની ગ્લાનિનો ગાઢ સંબંધ છે. રમા પ્રત્યેની તેની બેદરકારી ભરેલી વર્ત્તણૂંકનું કારણ લીલા હતી. લીલા પાસે જવાથી જવાળા ઉલટી વૃદ્ધિ પામે; તેથી આ વખતે લીલા પાસે ન જતાં, વિનાયક રાધારાણી પાસે ગયો. પણ રાધાએ આ વખતે એક ભૂલ કરી. રાધા ઘણી ક્રોધાયમાન થએલી હતી. પિશાચિની હોય કે ગમે તો કોઇ સ્ત્રી હોય, પેલી કુબજાને લીધે વિનાયક મહારાજ રાધાની અવહેલના કરે છે—આમ તેને ખાસ ભાસતું હતું. છતાં રાધા તેના અંતઃકરણપર કાબુ રાખી, દુઃખી ન થવાને શક્ય તેટલા પ્રયાસ કરતી હતી; પણ રમા પ્રત્યે અવહેલના કરતાં રમા ગુજરી ગઇ તેથી રાજાપર રાધાને અધિક રોષ ભરાયો હતો. ક્રોધ એટલો વ્યાપ્યો હતો, કે રાધા કોઈ રીતે પ્રસન્ન થાય તેમ નહતું. તેને માન—અપમાનનો કે બીજો કોઇ વિચાર પણ કરવાને અવકાશ ન હતો. રમાની વાત નીકળતાં રાધાએ વિનાયકને કહ્યું " મહારાજ, પોતે જ તેના મોતનું કારણ છો. "

બસ રાધાએ ગુસ્સાના આવેશમાં આટલા જ અક્ષરો વિનાયકને સંભળાવ્યા. પણ એટલાથી જ આગ ભભૂકી ઉઠી. કેમકે ઈંધન તો તૈયાર હતાં. એક તો ચિત્તની વ્યગ્રતાને લીધે વિનાયકનો મિજાજ હાથમાંથી ગએલો જ હતો ને મનનું સમાધાન થાય તેવો માર્ગ પોતે શોધતો હતો એવામાં રાધાએ ટાણું માર્યું. " મહારાજ, પોતે જ રમાના મોતનું કારણ છો " એવા રાધાના શબ્દો સાંભળીને વિનાયક ગાજી ઉઠ્યો! " ઠીક છે; હું જ તમ લોકોના મૃત્યુનું કારણ છું! લોકીનું પાણી કરી નાખી તમોને મેં રાજરાણી બનાવ્યાં. તેના બદલામાં હું જ તમારા મોતનું કારણ બન્યું છું!

જ્યારે રમાએ રણજીતને બોલાવ્યો હતો અને મારા મૃત્યુના કારણની તેણે હીલચાલ ચલાવી હતી, ત્યારે તો કોઇએ કશું કહ્યું ન હતું."

એટલું કહીને રાજા ગુસ્સાવેશમાં જ મહેલની બહાર નીકળી ગયો. દિવાનખાનામાં ગુરૂ ચંદ્રધરશાસ્ત્રી, વિનાયક રમાના અવસાનથી બહુ વ્યાકુળ થએલા હશે એમ માની તેમને દિલાસો દેવા માટે વિવિધ વાતો કરવા લાગ્યા. રાજાનો મિજાજ ઉકળતા તેલ પેઠે ઉકળી રહ્યો હતો. રાજાએ ગુરૂવરની એક પણ વાતનો ઉત્તર આપ્યો ના. ગુરૂવરે પણ એક કસુર કરી! તેમણે તો એમ કલ્પના કરી, કે રમાના અવસાનથી મહારાજની લાગણીમાં ફેર પડ્યો હશે, તેથી "રગ જોઇને ડામ" દેવાતાં મહારાજ પિશાચિનીનો સંસર્ગ કદાચ ત્યજી દેશે. આવી કલ્પના કરીને તેમણે કહ્યું: "મહારાજ, આપે ન્હાનાં રાણી પ્રત્યે જો વખતસર અને ચોક્કસ ધ્યાન આપ્યું હત તો સંભવિત હતું, કે તેમને મટી જાત અને પોતે મરી ન જાત."

આવું સાંભળીને બળતી આગમાં ઘી હોમાવા જેવું વિનાયકને માટે બન્યું. રાજાએ દમામથી પૂછ્યું:

"આપને પણ એમ જ લાગે છે, કે રમાના મોતનું કારણ હું છું?"

ચન્દ્રધરશાસ્ત્રીને ભરૂસો હતો, કે ખુશામત વગરની ખરેખરી વાત કહેવાથી બાજી સુધારશે. પોતાનો દોષ જોયા વગર દોષ સુધારી શકાય નહિ. હું તેનો ગુરૂ છું ને મંત્રી છું. હું પણ જો ખરેખરી બાબત કહેવાનું સાહસ નહિ કરૂં, તો બીજો કોણ કરશે? એમ વિચારીને તેમણે કહ્યું: "જી, એક રીતે તો એમ જ કહેવાય છે."

રાજા તપી ગયો. પાછો તેણે સવાલ કર્યો:—" હું રમાના મોતનું કારણ! જો હું જ લોકોનું મૃત્યુ ચહાતો હોઉં, તો રાજ્યનો એક પણ જીવ અત્યારે હયાત ન હોય!"

"કહેવાનો ભાવાર્થ એવો નથી, કે આપ લોકનાં મૃત્યુ ચહાઓ છો. પણ સમજાવવાની મતલબ એ છે, કે આપ રક્ષા કરવા યોગ્યની રક્ષા કરવામાં બે તમા ધરાવો, તો સહજમાં તેનો નાશ થાય. રાણી તો શું, પણ સારા રાજ્યનું, બે પરવાથી નિકંદન થઈ જાય એમાં શક નથી. આ વાત આપને બહુ દિવસ થયાં કહેવાનો હતો, પણ આપને મારી પાસે વાત કરવાની ફુરસદ ન હતી મળતી તેથી મન મારીને બેસી રહ્યો હતો."

વિનાયકે ક્રોધાતુર સ્વરે પૂછ્યું:—" રાજ કારોબારમાં તમે લોકો પણ ધ્યાન દેતા નથી? ત્યારે કરો છો શું?"

"અમે રાજા નથી. અમારે કરવા યોગ્ય જે કામ છે તે તો કરીએ

છીએ. પણ જેમાં રાજાના હુકમની જરૂર હોય છે, તે કામ વિના હુકમે કેમ થઇ શકે ?" મારી માગણી છે કે પ્રભાતના પહોરમાં આપ દરબારમાં બેસો. હું આપને કારોબારની સઘળી હકીકત કહી સંભળાવું. કાગળ પત્રો બતાવું. પછી આપ તેમાં સહી કરવાની હોય તે કે આજ્ઞા કરવાની હોય તે કરો."

"મને લાગે છે, કે તમારા ગુરૂપણામાં પણ હવે વિશેષતા આવતી જણાય છે. ઠીક છે; હું પણ એમ જ ઇચ્છું છું કે મારે પણ તમને કાંઇક શીખવાડવું જોઇએ."

"બહુ સારૂં. જોઈ લેવાશે."

આ છેલ્લા શબ્દો ગુરૂના હતા. તે શબ્દોથી રાજાની નસેનસમાં આગ ભભુકી ઉઠી. બીજે દહાડે રાજા દરબારમાં બેઠો, મંત્રી–ગુરૂએ કાગળોના થોકડા રજુ કર્યા.

---

## (૪૫)
## અન્ધાધુંધી અને દમનનીતિ.

---

જે હકીકત ગુરૂ ચન્દ્રધર શાસ્ત્રી મહારાજ વીર વિનાયકને કહેવાના હતા તે આ હતી:—

ગમે એટલું વિશાળ રાજ્યક્ષેત્ર હોય ને ગમે તેવા મોટા શાસક હોય પણ નાણાંના ભરચક ખજાના સિવાય કોઈ કામ થઈ શકતું નથી. એક ગૃહસ્થને તેના ગૃહસ્થાશ્રમ–સંસાર–નિભાવવા જેમ નાણાંની જરૂર રહે છે, તેમ રાજાને રાજ્યતંત્ર માટે પણ જરૂર રહે છે. નાણાંની તંગીને લીધે અતિ વિશાળ રોમન રાજ્ય લોપાઇ ગયું. પ્રાચીન સભ્યતા ઉપર માટીના થર ચડયા. વિનાયકના રાજ્યમાં પણ નાણાંની તીજોરી ખાલી થઇ હતી.

વિનાયકના રાજ્યમાં પૈસા ટકાનો અભાવ હોવો અસ્થાને છે. કેમકે રાજ્યની આવક અનેક રસ્તે વધી ગઈ હતી. ભૂષણનો ફોજદારી ઇલાકો પણ તેના તાબામાં આવેલો છે. બારસો જમીનદારો તેને તાબે ! જે જે વિભાગો તેણે પોતાને કબ્જે કર્યા છે, તેનો બાદશાહી વેરો વસુલ કરવાની જવાબદારી વિનાયકને શિર છે. વિનાયકે અત્યાર સુધી છેલ્લાં વર્ષોમાં એક ખોટી પાઇ પણ મુર્શિદાબાદ મોકલી નથી. જે કંઇ વેરો વસુલ થએલો તે તેણે પોતાના રાજ્યખર્ચ ખાતે વાપર્યો. હકીકત આમ હોવાથી તેના રાજ્યમાં આર્થિક સ્થિતિ તંગ હોવાનો સંભવ શી રીતે હોઇ શકે? પણ વાત એમ છે, કે ખર્ચ વધે જતું હતું. ભૂષણાને સ્વાધીન કરવામાં જે ખર્ચ થયું હતું, બારસે

જમીનદારોને તાબે કરવા પાછળ જે ખર્ચ થયું હતું તે અને હવે ફોજ વધારે રાખવી પડે છે તેને અંગે ખર્ચ થયું હતું તે સાથે રાજ્યાભિષેકને અંગે પુષ્કળ ખર્ચ થયું હતું તે બધું ગણતાં આવકના પ્રમાણમાં આંધળું ખર્ચ થએલું હોઇ, તેવી ગેરવ્યવસ્થા વિનાયકની એ પરવાને આભારી હતી.

પણ જેવી આવક એટલુંજ ખર્ચ હત, તો પણ ખાડો ન પડત. ખજાનામાં ખાડો પડવાનું કારણ ચોરી, વિનાયકની રાજકારોબારપરથી બિલકુલ નજર ઉઠી ગઇ હતી તે, તથા બધો વખત ચિત્તવિશ્રામમાં વ્યતિત થતો. રાજ કર્માચારીઓનો અંકુશ ઉઠી ગયો હતો. જેમ જેને ફાવે તેમ તે વર્તતા હતા. મંત્રીજી કાર્યભાર ચલાવતા ને કાળજી રાખતા, અવ્યવસ્થા થતી અટકાવવા બનતો જાપતો રાખતા; પણ પરિણામ બહુ સારૂં નહતું આવતું. મંત્રીવરે ઘણાય અધિકારીઓને લાંચ રૂશ્વત ને ચોરી આદિ કરતાં પકડયા હતા અને તે તમામનાં કામ મહારાજ જ્યારે દરબારમાં પધારશે ત્યારે રજુ કરવાની મંત્રીજી રાહ જોઇ રહ્યા હતા. પણ મહારાજનો તો દહાડો જ ઉગ્યો હતો! ખુદ મહારાજની હાજરીની, કે તેમની સહીની જરૂર હોય ત્યારે મંત્રીજી તે માટે વિનતિ કરે, તો " તમે ચલાવી લ્યો " એટલું કહીને પોતે ચિત્તવિશ્રામમાં ચાલ્યા જાય. આવા સંજોગોમાં મંત્રીજીએ તેમની જવાબદારી વિચારી. પોતે ભગ્નાશ તો થયા પણ છેવટે અવ્યવસ્થા થતી અટકાવવા અથવા ન્યાયની ખાતર, કહો કે દાખ બેસાડવા તેમણે કેટલાક ગુન્હેગાર અધિકારીઓને બરતરફ કર્યા. ત્યારે તે લોકો મંત્રીજીના હુકમને હસી કહાડીને એમ કહેવા લાગ્યા કે "મંત્રીજી! જ્યારે શાસ્ત્રોની વ્યવસ્થાની જરૂર પડશે ત્યારે આપના હુકમો ને વાતો સાંભળીશું. હુકમ કહાડતાં પહેલાં મહારાજાની સહી ને મહોરછાપ બતાવવી પડશે. નીકર ઘેર પાઠ પૂજા કરો."

મંત્રીજીને મહારાજની સહી ને મહોરછાપ મેળવવામાં કાંઇ મુશ્કેલી પડે તેમ ન હતું. ચિત્તવિશ્રામમાંથી પાછા ફરવાની વખતે વિનાયકની સામે જે કોઇ કાગળ પત્રો મંત્રીજી મૂકતા, તેનાપર તરત જ સહી ને મહોરછાપ મારીને વિનાયક છુટકારો મેળવતા. વાંચવા કરવા પાછળ તેઓ વખત ગુમાવતા નહીં.

એ પ્રમાણે મંત્રીજીએ ગુન્હેગાર ગણેલા અધિકારીઓને બરતરફ કરવાના હુકમો ઉપર પણ મહારાજની સહી કરાવી મહોરછાપ મરાવી લીધી. વગર વાંચે વિનાયકે સહી કરી આપી. પણ તેથી મંત્રીજીનો આશય ફળિત થયો નાં. મુખ્ય ગુન્હેગાર ખજાનચી હતો. તે તો હજુ દરબારમાં હાજર હતો. તેણે જોયું કે મહારાજે વાંચ્યા વગર હુકમપર સહી કરી છે તેથી મહારાજના ગયા પછી તેણે વાંધો લીધોઃ " આ હુકમ હું માનતો નથી.

એ તમારો હુકમ છે—રાજાનો નથી. મહારાજ જયારે હુકમ વાંચીને અમને બરતરફ કરશે ત્યારે જોઇ લઇશું. હમણાં નથી જવાના. આમ કોઇ પદભ્રષ્ટ ન થયા. રાજ્યમાં ચોરી ચાડી ને લાંચ રૂશ્વત વધવા લાગી ને અન્ધાધુંધી ખૂબ ફેલાઇ.

આવી અન્ધાધુંધીવાળા સંજોગોમાં એકવાર આજે મહારાજને દરબારમાં બોલાવવાની તક મંત્રીજીને મળી છે. વિનાયક દરબારમાં બેઠો, કે તરતજ મંત્રીજીએ તમામ મુકદમાઓવાળા કાગળો તેમની સમક્ષ રજુ કર્યા. પ્રથમ વાત તો એ હતી, કે રાજા સૌનાપર નારાજ થએલો હતો. બીજી વાત એ હતી કે ચોરી વગેરેની વાત વધી ગએલી તેણે જોઇ. ત્રીજી વાત એ હતી, કે ખજાનામાં નાણાંની ખોટ માલમ પડી. વિનાયક અતિ ક્રોધે ભરાયો. ક્રોધના આવેશમાં ને આવેશમાં બચાવ પક્ષને, એક નિયમની ખાતર પણ સાંભળ્યા સિવાય તેણે હુકમ ફરમાવ્યો, કે "તમામ અપરાધી ગુન્હેગારોને ફાંસી દો." આજ્ઞા સાંભળીને સારો દરબાર ખળભળી ઉઠયો. મંત્રીજીનાપર પણ જાણે વજ્ર પડયા સરખું થયું. તેમણે કહ્યું પણ ખરૂં, કે "ફાંસીને લાયક તેમનો ગુન્હો નથી." પણ ભૂંભાપર લીંપણ! અધિકારીઓમાં કેટલાક બ્રાહ્મણ હતા. "મહારાજ! બ્રહ્મહત્યા થાય છે." મંત્રીજીની આવી વિનતિનો જવાબ એવો મળ્યો, કે "બ્રાહ્મણ હોય તેમના કાન—નાક કાપી, કપાળપર "ચોર" શબ્દના ડામ દઇ છોડી. દેવા બાજાને ફાંસી દેવી. કહીને રાજા ચિત્તવિશ્રામમાં ચાલ્યો ગયો. નગરમાં ત્રાસ વર્તાયો. પ્રજાએ નગર છોડવા માંડયું.

---

## (૪૬)
## ઘોર અત્યાચાર.

---

ચોરી તો બન્ધ થઇ. છતાં નાણાંની સ્થિતિ તંગ જ રહી. રાજ્યની આવી સ્થિતિ રાજાને જણાવવી જરૂરની હતી; પણ રાજાને મળવું મહા મુશ્કેલ હતું. મેળાપ થાય, ત્યારે પણ નિરાંતથી વાત કરવા જેટલો વખત મળતો નહિ. એમ કરતાં કરતાં એક વખતે મહારાજ વીર વિનાયકને મંત્રીજી મળી શકયા. ત્યારે મંત્રીજીએ કહ્યું:—" મહારાજ! એકવાર ધ્યાનપૂર્વક રાજ્યની સ્થિતિ સાંભળ્યા વગર રાજ્ય હવે ટકી રહેવાનું નથી." ત્યારે રાજાજી બોલ્યાઃ—

"ટકવાનું હશે તો ટકશે ને જવાનું હશે તો જશે. ઠીક, બોલો; સાંભળું છું. શું કહેવાનું છે!"

"સિપાહીઓ નોકરી છોડી ચાલ્યા જાય છે."

"કેમ?"

"વેતન મળતું નથી તેથી."

"વેતન કેમ નથી મળતું?"

"નાણાં નથી."

"હજુ ચોરીઓ થાય છે?"

"નહિજી. ચોરી તો બંધ થઈ ગઇ છે; પણ તેથી શું થયું? જે નાણું ચોરોને હવાલે થઇ ચૂકયું છે તે કાંઇ પાછું મળ્યું છે?"

"કર વસુલ થયો નથી?"

"ખોટો પૈસો પણ નહિ."

"શાથી?"

"કર વસુલ કરાવનાર ઉઘરાતદારો એમ કહે છે, કે જો થોડી ઘણી મહેસુલ બાકી રહે, તો મહારાજની નવી જોહુકમીના અમલે ફાંસીએ ચડવું પડે."

"તેવું કહેનારાઓને તાકીદે બરતરફ કરો."

"પછી તેમની જગા કોણ પૂરશે? અને કદાચ નવા ઉઘરાતદારો મળશે તો પણ શું એકદમ તેઓ મહેસુલ વસુલ કરાવી આપનાર હતા?"

"તો એવા લોકોને પણ કેદ કરો."

"ગજબ છે! પછી મહેસલ કોણ ઉઘરાવશે?"

"પંદર દિવસની અન્દર જે લોકો બાકી રહેલી મહેસુલ વસુલ ન કરી આપે તે લોકોને પણ પકડીને કેદ કરો."

"સઘળા તહસીલદારો કાંઈ દોષ પાત્ર નથી. ઘણાતો મહેસુલ ભરી શકે એવા હોવા છતાં નથી આપતા."

"કેમ નથી આપતા?"

"કહે છે, કે હવે મુસલમાનોનું રાજ્ય થશે ત્યારે જ બેગેબેગી મહેસુલ ભરીશું."

"જે લોકો એવું બોલતા હોય એમને પણ કેદ કરો."

"તુરંગમાં એટલી બધી જગા કયાંથી મેળવીશું?"

"મોટાં મોટાં મકાનોને તુરંગ બનાવી દો."

એટલું કહીને મહેસુલ જેમની પાસે વસુલ થવાની બાકી રહી હતી

તે લોકોને અને મહેસુલ ઉઘરાવનાર અધિકારીઓને પકડી કેદ કરવાના હુકમપર સહી કરી વિનાયક વધારે વાતો સાંભળ્યા વગર એકદમ ચિત્તવિશ્રામમાં ચાલ્યો ગયો. મંત્રીજીએ મનથી ને મનથી જ શપથ લીધા, કે હવે કદી પણ મહારાજને રાજકાર્યની કશી વાત જ કરવી નહિ.

ઉપરયુક્ત હુકમનો અમલ થતાં દેશાન્તરમાં હાહાકાર વર્તાઇ ગયો. રાજ્યની તમામ તુરંગો કેદીઓથી ઉભરાઈ ગઇ. બીજાં મકાનો, જે તુરંગ તરીકે વાપરવાનાં હતાં તે પણ ખીચોખીચ ભરાઇ ગયાં. મહેસૂલ ભરનારાઓ અને ઉઘરાવનારાઓ રાજ્ય છોડી સૌ સૌને સૂઝતે રસ્તે જતા રહેવા લાગ્યા. જેઓને મહેસૂલ નહતી ભરવાની, તેઓ પણ ત્રાસ પામી પરરાજ્યમાં જઈ વસવા લાગ્યા.

આટલા માટે જણાવ્યું હતું, કે પ્રથમ તો વિનાયકના અંગે આગ ભભૂકી ઉઠી હતી પણ હવે તો તેના ભુવનમાં પણ હોળી સળગી છે. જો લીલા અહીં ન આવી હત, તો વિનાયકની આવી દશા થાત કે ન થાત તે અમે કહી શકતા નથી. કેમકે વિનાયકે ન તો એવો નિશ્ચય કર્યો હતો, કે રાજ્યશાસનમાં મન લગાવી લીલાને ભૂલી જવી, અથવા એવું પણ નહતું નક્કી કર્યું, કે લીલાને ખાતર રાજ્યભોગનો ભોગ આપવો. એટલી વાત વાજબી લાગે છે, કે લીલા જો રાધારાણીની પેઠ રાજરાણી થઇને રાજમહેલમાં આવીને વસી હત, તો કદાચ વિનાયક આવી કઢંગી દશાને ન પામત. અથવા તે ભલે ચિત્તવિશ્રામમાં રહે, પણ વિનાયકની પત્ની તરીકે જ રહી હત તો પણ કદાપિ આવી " હાલત ન થાત. આવી હાલત તો વિનાયકને અર્ધદગ્ધ અવસ્થામાં રાખી, પોતે સંન્યાસિની થઇને તેના સહવાસમાં છતાં અલગ રહેવાથી જ થઇછે—એમ આપણે નથી જોતા? વિનાયકની મુરાદ બર આવતી નહતી અને નિરંતર કાચા સૂતરને તાંતણે તે ટીંગળાએલો રહેતો હતો. લીલા તેને પોતાની અવસ્થામાં આણી શકી નહતી! એ સ્થિતિની મધ્યમાં પામર જીવની આ દશા દેખી શકીએ છીએ. લીલાને સંન્યાસિની જ રહેવું હતું તો ભલે; પણ સંન્યાસિનીના જ ધર્મે જો તે રહી હત તો પણ વિનાયકને આટલી વિપત્તિમાં આવવું પડત નહીં, એમ પણ નથી લાગતું? ગમે તે કારણ હોય ને ગમે તેનો વાંક હોય, વિનાયકના શાસનનું સત્યાનાશ વળવાની સાથે સ્વયં શાસક પણ પાયમાલ થઇ જવા માંડયો છે, એટલી વાત તો ઉઘાડી જ છે. વિનાયક પણ હવે છેલ્લે પાટલે બેઠો હતો— "લીલા ઇચ્છા પૂરી ન પડવા દે તો બળાત્કાર કરીશ." આ તેનો અંતિમ પણ દૃઢ સંકલ્પ!

પણ જો પ્રેમ જ હોય, તો તેના પર બળાત્કાર સંભવિત છે? લીલા પર વિનાયકનો હૃદયનો પ્રેમ જ હતો કે ઇન્દ્રિઓનો મોહ હતો, તે તેના અંતિમ સંકલ્પપરથી નથી સમજાતું? જો મોહ જ માલુમ પડતો હોય, તો લીલાને સંયમી રહેવું ઉચિત નથી? લીલાનું એ કર્ત્તવ્ય હતું, કે પોતાના જેટલો વિનાયકને મનોનિગ્રહી બનાવવા જોઇતો હતો; પણ નિગ્રહી થવા વાસ્તે જે સંયમની જરૂર છે, તે કાંઇ થોડા દિવસની રમતથી મેળવી શકાતો હશે? લીલા ત્યારે દોષ પાત્ર ખરી?

તે ગમે તેમ ગણો. એટલું તો ચોક્કસ જ છે, કે વિષયાધીન બનેલા વિનાયકના વિકળ હુકમ અને વર્તનથી પરિણામ વિપરીત આવ્યું. હુકમનો અમલ થતાં સેંકડો રાજકર્માચારીઓ ફાંસીપર ચડયા, તહસીલદાર અને બાકીદારો કેદ થયા, પ્રજાએ ન્હાસભાગ કરવા માંડી, આબાદ રાજ્ય ઉજ્જડ થવા બેઠું. વિનાયક ઘણો બીતો થયો. તેણે લીલાપર હવે બળ અજમાવવાનું નક્કી કર્યું. એ ઇચ્છા પૂરી પડયા પછી રાજ્યને ફરી સુવ્યવસ્થિત બનાવવાનો તેણે નિશ્ચય કર્યો ન કર્યો એટલામાં એક વેળા બરે તાકડે મંત્રીજીએ આવીને મહારાજને નિવેદન કર્યું, "તીર્થપર્યટન કરવાની ઇચ્છા છે; આપની આજ્ઞા માગવા આવ્યો છું."

માગણી સાંભળીને વિનાયકને પોતાનાપર વજ્ર પડવા જેવી અસર થઇ. મંત્રીજીના જવાથી તેને નક્કી લાગ્યું, કે ગમે તો લીલાને ત્યજવી પડશે કે રાજ્યને. એમાંથી એકને છોડયા વગર છૂટકો નથી.

મહારાજે મંત્રીજીને ન જવા માટે ઘણો આગ્રહ કર્યો. મંત્રીજીએ મનથી નિશ્ચય કર્યો હતો, કે હવે આવા જૂલમી રાજ્યમાં રહેવુ મુનાસિબ નથી, ઘણો વિવાદ થયો. છેવટ મહારાજનું મ્હોં મંત્રીજીથી છંડાયું ના. "ઠીક; ફરી એકવાર વિચાર કરીશ." એટલો અધુરો ઉત્તર આપીને મંત્રીજી તે દિવસે તેમનાથી છૂટા પડયા. રાત ઘણી વીતી ગઇ હતી, તેથી એ રાતે વિનાયકે ચિત્તવિશ્રામમાં જવાનું માંડી વાળ્યું. ત્યારે ચિત્તવિશ્રામમાં જૂદી જ ઘટના બની!

———•———

## (૪૭)
## વ્હાલીને સટે લાલી.

———•———

કર્મસંજોગે તે સતી રાત્રિયે સંન્યાસિની ગંગા ચિત્તવિશ્રામમાં આવી પહોંચી. ચિત્તવિશ્રામ ન્હાનકડું પ્રમોદગૃહ હતું પણ રાજ્યગૃહ જેવું બનાવેલુ

હતું. કેટલાય પહેરગિરો તેના સંરક્ષણ વાસ્તે મુખદ્વારે ચોકી કરતા ફરતા રહેતા હતા. ગંગાએ પહેરગીર પાસે અંદર જવાની રજા માગી ત્યારે પહેરગિર બોલ્યો:—

" યહ રાજભવન હય; વહાં એક રાની રહતી હય, કીસીકો ભિતર જાનેકા હુકમ નહિ હય. "

" હું તે જાણું છું. મહારાજ પણ મને ઓળખે છે. મારે માટે મનાઈ જ નથી. તમે જઈને મહારાજને પૂછી આવો. "

" રાજા ઈસ સમય યહાં નહિ હય. રાજધાની કો ગયે હૈ. "

" તો જે રાણી રહે છે તેમને પૂછો. તેમના હુકમથી તો જવા દેશો ને ? "

પહેરગિરો પરસ્પર મસલત કરવા લાગ્યા. ચિત્તવિશ્રામમાં કદી કોઈ જઈ શકતું નથી. મહારાજની ખાસ તીવ્ર મનાઈ હતી. રાણીની પણ મનાઈ હતી. મહારાજ આજ હાજર નહિ થઈ શકવાને લીધે રાધાએ મોકલેલી બે એક સ્ત્રીઓ અન્દર જવા ચ્હાતી હતી; પણ લીલાને ખબર આપતાં તેણે કોઈને અન્દર આવવા દીધાં ન હતાં. તો ફરી રાણીને પહેરગિરો શું કરવા ખબર કરે ? વળી ભૈરવીની મૂર્તિ જોઈને પહેરગિરો તેને સ્ત્રી તરીકે માનતા ન હતા. ભૂલે ચૂકે ભૈરવી અન્દર જાય ને કાંઈક કાળું ધોળું બની જાય તો ગરીબ બાપડા પહેરગીરોના રામ રમી જાય ! પણ બહુ વિવાદને અંતે એક દરવાને એક દાસીદ્વારા અન્દર ખબર મોકલાવી. ભૈરવીનું આગમન સાંભળી લીલાએ તેને તાબડતોબ અન્દર આવવા દેવાની આજ્ઞા ફરમાવી. ગંગા અન્દર ગઈ. તેને જોતાં જ લીલા બોલી:—

" ભલે આવી પહોંચ્યાં ! બહુ જ વખતસર છો. તમારી સલાહની જ્યારે મારે જરૂર પડી છે, ત્યારે જ તમારો મેળાપ થયો. "

" મેં ન્હોતું કહ્યું, કે જરૂર વખતે હાજર થઈશ ? કહો. શા સમાચાર છે ? નગરમાં સાંભળ્યું છે, કે રાજ્યમાં ભારે ઉથલપાથલ થઈ રહી છે. ને લોક તેનું નિમિત્ત તમારે માથે ઢોળે છે. દરેક સ્થળે, પાઠશાળાઓમાં પણ રઘુવંશના ૧૯ મા સર્ગમાંનો શ્લોક ગવાઈ રહ્યો છે. હકીકત શી છે ? "

" એટલા વાસ્તે તો તમને યાદ કરતી હતી. " ત્યાર પછી લીલાએ બનેલી બીના બધી કહી સંભળાવી. એટલે ગંગાએ કહ્યું:—" તો તમે, તમારે કરવા યોગ્ય કર્ત્તવ્ય શું કરવા નથી કરતાં ? "

" હું નથી સમજી શકતી, કે તમે શું કહો છો. "

" રાજધાનીમાં જાઓ ને રાજરાણી થાઓ. મહારાજનું અર્ધાંગ છો તો

મંત્રીધર્મ બજાવી તેમનું સંયોગ બનો. ધર્મનું સંરક્ષણ કરો ને રાજ્યની આબાદી ઇચ્છો. એ તમારૂં કર્તવ્ય છે."

"એ કર્તવ્યને હું પાત્ર નથી થઇ. અધુરૂં પાત્ર બેવડું નુકસાનકારક નિવડે. રાજરાણીના ધર્મથી તો છેક બચપણથી જ વંચિત છું. સંન્યાસિની, હવે પાછી રાજરાણી થાય તો તેથી રાજ્યનું ને રાજાનું શું શ્રેય થવાનું ?"

ગંગાએ ગંભીર વિચાર કર્યા પછી કહ્યું:

"એ પણ ખરૂં. રાજરાણી થવાની પાત્રતા તમારામાં વિકાસ પામી નથી. વિકાસ પામી હત, તો આટલા ય સહવાસનું પરિણામ ઉજ્વળ દેખાત."

"એમ લાગે છે, કે ભૂતકાળમાં એમ બની શકત. જે દિવસે ઘટાદાર વડ વૃક્ષપર ચડીને મુસલમાનો વિરૂદ્ધ હિન્દુઓને પ્રબળ પ્રોત્સાહન દઇ રહી હતી તે દિવસથી મહારાજે મને કશી પણ શંકાને સ્થાન આપ્યા સિવાય રાજ-રાણી તરીકે સ્વીકારી હત, તો આજ રાજ્ય કોઇ અપૂર્વ આબાદીવાળું જોઇ શકાત; પણ તકદીરે તેમ ન થવા દીધું. મને જોઇતું શિક્ષણ મળ્યું ના. મનની લાગણી, હૃદયની ભાવના, ચિત્તની વૃત્તિયો ને આત્માનો સંસ્કાર છેક જુદી જ દિશામાં વળ્યા. હવે મને, તેથીજ રાજરાણીનું જીવન ગુજા-રવાને બદલે વનવાસિનીનું જીવન ગુજારવું ગમે છે. પ્રભુ જાણે જીવનનો રંગ ફરીથી પલટાવાનો હશે કે નહિ !"

"આ વખતે હવે શો ઇલાજ લેવાનો છે ?"

"અહીંથી વિદાય થયા સિવાય બીજો કોઈ ઇલાજ કામમાં આવે તેમ નથી. કેવળ રાજાને વાસ્તે અને રાજ્યને વાસ્તે જ નહિ પણ મારા પોતાના ઉદ્ધારને માટે પણ એજ માર્ગ ઉત્તમ છે. મહારાજના દિવસો પર્યંતનાં દર્શનસહવાસથી સંયમી મન કદી કદી એમ માની લે છે કે "રાજરાણી થવાય તો ?"

"તો સારૂં. તેમાં મનની લાલચ શાની ! મહારાજની ધર્મપત્ની જ છો કની ?"

"એવી વાતો કરતી વેળા ભૂતકાલિન પ્રસંગોનું સ્મરણ તાજું થાય છે. ફરી પાછી સાંસારિક પ્રેમમાં પડું ? આટલા માટે હું પહેલેથી કહેતી હતી, કે મહારાજને મળવું જ નહિ એ વધારે સારી વાત છે."

"તમારી આ પ્રકારની વાતો ઉપરથી એમ લાગે છે, કે હજુ તમે સંપૂર્ણ સંન્યાસ સાધ્યો નથી. જગદીશ્વરને તમે જે સમર્પણ કર્યું હતું તે તમે ફરી પાછું લઈ લીધું છે અને જન્મભાવનાઓને તમે વળગી રહેવા

માંડયું છે. એવી વૃત્તિને શું સંન્યાસ કહેવાય? નથી થયાં સંન્યાસિની; નથી થતાં રાજરાણી."

"તેથી જ કહું છું કે હવે તો અહીંથી વિદાય થયેજ છૂટકો."

"એમ?"

"પણ મહારાજ મારા જવાથી આપઘાત કરશે એમ લાગે છે."

"પુરૂષોનો લવારો બધો જ ખરો નથી હોતો. કામને અધીન થએલા કામીઓ કંઇ કંઇ બોલી જાય; પણ તે કેવળ બોલવા પૂરતું જ હોય છે."

"એ વાતની ચિન્તા નહિ રાખવી?"

"ચિન્તા? કોને? સંન્યાસ સાધનારને? મરણ માટે કે જીવન જીવવા માટેનું નિર્માણ કાંઈ નવું રચાવાનું છે? એ તો તારા ને મારા જન્મ પૂર્વે, મહારાજ અવતર્યા તે વખતનું નક્કી થએલું છે, બ્હેન!"

"તે ગમે તેમ. પણ એટલું તો ખરૂં, કે મહારાજના મોતથી સંસારનું શું શ્રેય થનાર હતું?"

"પણ મહારાજ આપઘાત જ નથી કરવાના. ચિન્તા ન રાખો. ખાવાનું નહિ આપવાથી બાળક રડે છે; મરી જતા નથી. બધી આળ પંપાળ ભૂલી જાવ. જે વડે પૂરો સંન્યાસ સધાય તેવાં કર્મોમાં પ્રવૃત્ત થાવ."

"તેને માટે તો અહીંથી જવું જ પડશે."

"હમણાં જ?"

"હમણાં તો શી રીતે જવાય! પહેરગિરો છે ને?"

ગંગાએ પોતાનાં ભૈરવીને છાજતાં વસ્ત્ર, ત્રિશૂળ આદિ પહેરી, લીલાને ભૈરવી સ્વરૂપે બહાર નીકળી રસ્તે પડવા સૂચવ્યું. ગંગા લીલાને બદલે ચિત્ત વિશ્રામમાં રહે, તો તે ક્રોધાતુર મહારાજને પાલવે પડતાં મહારાજ તેને દુઃખ દે તેવો લીલાને ભય લાગ્યો. ગંગાએ સરજનહારપર શ્રદ્ધા રાખવાનું કહ્યું. સંન્યાસિનીના બળ આગળ મોહાધીન મહારાજનું શું ગજું છે? વગેરે વિગતો સમજાવવાથી લીલા શાંત થઇ. ફરી ગંગાનો ક્યાં મેળાપ થશે, તે સંબંધી પૂછતાં ગંગાએ કહ્યું, કે "અહીંથી યજ્ઞપુરગામમાં જાવ. ત્યાં રાજાના પુરોહિતને મળજો. મારૂં ત્રિશૂળ તમે લઈ જાવ ને તમારૂં મને આપો. પુરોહિત મારા સેંકડો શિષ્યોનો ગુપ્ત મઠ બતાવશે. ત્યાં તમે રહેજો. હું ત્યાં મળીશ." લીલા ગઇ. પહેરેગિરને છેતરીને ગઈ.

---

# (૪૮)
# ફજેતી.

પેલા રામચન્દ્ર અને શ્યામચંદ્ર પાછા ફરીથી વાતો કરતા હતાઃ—

"મહા ભયાનક ઘટના! મહા ભારે ખળભળાટ!!"

"તેથી તો આપણું, આ રાજ્યમાં કશું રહેવાનું જ નથી ને."

"કેટલાય દિવસથી તમે જાઉં જાઉં કરી રહ્યા છો, હજુ કેમ અહીંથી ગયા નથી?"

"તૈયારીઓ કરી ચૂક્યો છું—બાળબચ્ચાંને હરિપુરમાં મોકલી દીધાં છે. હજુ લોકો પાસે થોડું લ્હેણું બાકી રહ્યું છે. અને તેટલું ચૂકાવી લઇને નગર છોડવું સારૂં."

"ઠીક, બીજું શું ચાલે છે—શહેરમાં? બીજો શો ખળભળાટ મચી રહ્યો છે? સંભળાય છે કે અશ્વશાળા અને ગૌશાળાઓમાં પણ કેદીઓ માતા નથી! બીજી કાંઈ ખબરો?"

"બીજી ખબર માં તો એ, કે પેલી પિશાચિની ન્હાસી છૂટી.!"

"વાહ! આટલા કીલ્લાઓથી તે ના ગઇ ને પોતાની મેળે જતી રહી!"

"પોતાની મેળે કાંઈ ગઇ નથી. (કાનમાં) કહેતાં આફત આવી પડે એવું છે. એતો દેવીના ભયથી નાઠી છે."

"એમ કેમ?"

"આ નગરમાં એક દેવી રહે છે. સાંભળ્યું છે ને? તે કોઇ કોઈ વાર દેખા દે છે. જ્યારે રમારાણીની તપાસ ચાલી, ત્યારે તમે હાજર હતા કની?"

"હેં; હેં! એમ જ કે? ઠીક, કહો, એ કોણ છે?"

"કોઇને એ પોતાનું ખરૂં ઓળખાણ આપતી નથી. મગજ મગજની જુદી વાતો તેને માટે સંભળાય છે."

"શી વાતો છે?"

"કોઇ કહે છે એ તો રાજલક્ષ્મી છે, કોઇ કહે છે સ્વયં લક્ષ્મીનો અવતાર છે. ભગવાનના મંદિરથી કોઇ કોઈ વાર આવું રૂપ લઇને અહીં અવતરે છે. કોઇ કહે છે, કે લોકોએ તેને દસ ભૂજા ધારણ કરેલી દીઠી છે. ને દસ ભૂજાઓ ધારણ કરીને તે અંતર્ધાન થઇ ગઇ છે."

"એમે ય હોય. નીકર તે ભેરવી તેશ શું કરવા સજે?"

"ગમે તેમ, પણ મારે માટે તો મહા ભાગ્યની વાત ગણાય, કે મારે તે દિવસે તેનાં દર્શન થયાં."

" વારૂ; એતો જાણે ઠીક. પણ પિશાચિની ગઈ શાથી ? "

" પેલાં દેવીએ જોયું, કે પિશાચિનીથી રાજ્યમાં અમંગલ વર્તાઇ રહ્યું છે, તેથી એક દહાડો ભૈરવી વેશથી પિશાચિનીના ત્રિશૂળથી વધ કરવા પોતે ગયાં હતાં. "

" અહહ ! ત્યારે પછી ? "

" પછી શું ? દેવીની વિકરાલ મુખમુદ્રા જોતાં જ પિશાચિનીએ તાડના ઝાડ જેવું ભયાનક સ્વરૂપ ધારણ કર્યું અને ઘોર ગર્જના કરતી કરતી જ પોતે અંતર્ધાન થઇ ગઈ, કયાં ગઇ, તે કોઈએ જોયું કે જાણ્યું ના. "

" તમને આ વાત કોણે કરી ? "

" બીજું કોણ કહે ? જેમણે જોયું તેમણે કહ્યું: રાજાજી તો એ પિશાચિની પાછળ એટલા ઘેલાતૂર થઇ ગયા છે, કે તેને જતી રહેલી જાણતાં જ તમામ પહેરગિરોને પકડી તુરંગમાં ધકેલી દેવડાવ્યા ! તે લોકો તો ઘણું ય કરગર્યા, કે " મહારાજ, અમારો શો વાંક ! દેવોની આગળ અમે શું કરી શકીએ ? "

" ગપ તો નથી કની ? "

" આવી વાત શું ગપ ગણાય ? "

" ભગવાન જાણે. કદાચ પિશાચિની મધ્યરાતે સ્મશાનમાં વિહાર કરવા ગઈ હોયને ફરતી ફરતી પાછી ય ફરે ! પહેરગિરોએ પોતાના બચાવ માટે બનાવટી વાત, તમે કહી છે તેવી, જોડી કહાડી હોય તો ? "

" એવી વાત બનાવટી બને ? જા મારા સરકાર; એ લોકોએ તો નજરોનજર જોયું છે કે, પિશાચિનીના ઝાડનાં મૂળ સરખા લાંબા લાંબા દાંત હતા, વડની જટા જેવી તેના શિરબાલની જટા હતી. પહાડની ગુફા જેવી હુંડી ને વિશાળ આંખો હતી. આડી જેવી લાંબી જીભ હતી. મોટા ઘડા જેવડા તો સ્તન હતા. મહા ભયંકર ધુમસ વરસી રહ્યો હોય એવો તો શ્વાસ ચાલતો હતો અને તેના ચાલવાથી ધરતીપર ચીરા પડતા હતા ! "

" હાય હાય ! સત્યાનાશની વાત ! એટલી એ ભયંકર ને કારમી મૂર્તિ હતી ! મહારાજની યે બુદ્ધિ બહેર મારી ગઇ હતી કે શું ? એવી રાક્ષસણીને તે શું જોઇને વશ થયા હશે ? "

" અરે એને પાછી આણવા માટે તો મહારાજે ચારે દિશાએ માણસો દોડાવ્યાં; પણ પોતે મૂળ સ્થળે પહોંચી ગઇ હોય એટલે શી રીતે પત્તો લાગે ? શોધવા નીકળેલા બધા લોકો તારણે પાછા આવી હાથ જોડીને કહેશે, કે મહારાજ ! પત્તો ન લાગ્યો. "

"ત્યારે મહારાજ તેમને શું કરશે ?"

"સાંભળ્યું નથી! જે કોઇ પકેલો પાછો ફરીને પતો ન લાગ્યાની ખબર સંભળાવે છે, તેને રાજાજી તુરંગમાં ધકેલી દેવરાવે છે. તેથી બધી તુરંગો ભરાઇ ગઇ છે. અધિકારીઓ, વહેપારીઓ, કારિગરો, સિપાહીઓ સૌ કોઇ પોતાના રક્ષણ માટે રાજ્ય છોડી ન્હાસભાગ કરી રહ્યા છે."

"તો પેલાં દેવી શું કરે છે? લગીર કૃપાની દૃષ્ટિ કરે, તો પાછી લીલાલ્હેર થઇ જાય ને મહારાજની મતિ પણ ફરે."

"વાહ, મારા સરકાર! તમે તે નગરમાં રહોછો કે નગરની બહાર? દેવીએ તો દર્શન દઇને મહારાજને ઘણુંય સમજાવ્યું, કે રાજ્યના ને તમારા કલ્યાણની ખાતર મેં પિશાચિનીને ન્હસાડી છે. અધિકારીઓ ને સૌ લોક નિર્દોષ છે. તેને ન્હસાડવા ખાતર સજા કરવી હોય તો મને કરો."

"પછી શું થયું ?"

"શું થાય? દેવીની વાત રાજાને ગળે ઉતરી ના. બસ. એતો જેને જુવે તેને કહે, કે પિશાચિનીને લાવી આપો. અશક્યતા બતાવનારને કેદ. બીજી વાત જ નહિ. મહારાજ પાસે માખી સરખી જઇ શકતી નથી. મંત્રીજીએ તેમને ઘણું સમજાવ્યા. રાધારાણીએ ઘણું સમજાવ્યા પણ સૌ ગાળો ખાઇને પાછા ફરે."

"શું કહો છો? ગુરૂને ગાળો! વિનાશકાળે વિપરિત બુદ્ધિ—આતો!"

"સાંભળો તો ખરા. ખુદ દેવીને કેદ કરવામાં આવ્યાં છે ને હુકમ ફરમાવ્યો છે, કે ત્રણ દિવસમાં જો પિશાચિનીનો પત્તો નહિ લાગે તો સારા નગરની સમક્ષ દેવીને ભંગી પાસે કપડું કહડાવી નાખી નગ્ન કરી ગર્દન મારવામાં આવશે."

"તોબાહ! દેવતાલોક સાથે રાજાનું શું ચાલશે? શું દેવી, ખરેખર કેદમાં છે? તેમને કેદ કરવાનો કોને અધિકાર છે?"

"દેવોનાં ચારિત્ર્યને કોણ કળી શકે છે! રાજાનો વિધ્વંસ થનાર હોય તેવાં ચિહ્નં જોઇને સ્વયં દેવો અવતરેલાં છે. ઘટના પૂરી કરવા પોતે પોતાના મેળે કેદખાનામાં ગયાં. રાતે રોજ દેવો તેમની સ્તુતિ કરવા કેદખાનામાં ઉતરી આવે છે. પહેરગિરો બહાર રહ્યાં રહ્યાં સાંભળે છે પણ ખરા." (ગંગા રોજ રાતને પહોર ગીતાપાઠ સુમધુર કંઠથી કરતી જ હતી.)

"વારૂ પછી ?"

"હવે ત્રણ દિવસની મુદત પૂરી થઇ છે. રાજાએ નગરમાં પડો વજાવ્યો છે, કે આવતી કાલે એક ઢોંગી દેવીને ભરબજાર વચ્ચે ખડી કરી

તેની ઇજ્જત લેવામાં આવશે. જેની ઇચ્છા હોય તેમણે હાજર થવું. નથી સાંભળ્યું ?"

"રાજાએ કોઇનું કહ્યું ન માન્યું ? આતો મહા ભયંકર આફતનાં ચિહ્ન કહેવાય ! વારૂ જોવા જવાના છો !"

"શા માટે નહિ ? આપણે બન્ને જઇશું."

---

## (૪૯)
## કઠિન કસોટી.

ગંગાની ઇજ્જત લૂંટાવાની છે તે બાબતનો નગરમાં ઘોષણા થઇ. પ્રજાના મનમાં રાજ્યનું અમંગલ થવાનું ચિન્હ જણાવા લાગ્યું. નગરની ભોમ સૌ કોઇને ભયાનક ભાસવા લાગી. લાંબા પહોળા કિલ્લાના એક દ્વારની મધ્ય સ્થળે ઉંચો માંચડો ગોઠવવામાં આવ્યો હતો. તેની ઉપર કાળમૂર્તિ જેવો વિકરાલ દેખાવનો એક ચંડાળ હાથમાં હથિયાર ઝાલી ઊભો રહ્યો હતો. ગંગાને એ માચડાપર ચડાવીને ચંડાળ તેની આબરૂ લેશે, એવી રાજાની આજ્ઞા હતી. માંચડા ઉપર એક બાજુએ રાજાને બેસવા વાસ્તે સિંહાસન ગોઠવાએલું હતું. માંચડાની આસપાસ સિપાહીઓ સજ્જ થઇને ઉભા હતા. વખત થતાં નકી પોકરાઇ, તે ઉપરથી માલમ પડ્યું કે રાજા વીર વિનાયક અહીં આવી પહોંચ્યો હતો. વૈશાખ માસની સંધ્યાકાળે ચડી આવતા મેઘ જેવો રાજા આજે ભયાનક દેખાતો હતો. તેના અંગ પોષાકનાં પણ કશું ઠેકાણું ન હતું. આવતાંજ રાજાએ જોયું, કે પાપ થતું જોવાને પ્રજા રાજી ન હતી. પ્રજાની અહીં હાજરી જ દેખાતી ન હતી ! પ્રધાન ગુણવંતરાય કે ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રી જેવાની હાજરી તો હોય જ શાની ? પણ "જ્યાં ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય" એ ઉખાણા પ્રમાણે રાજાએ બળાત્કારે પણ રૈયતના થોડાક ભાગને અહીં પકડી મંગાવ્યો. અધિકારીવર્ગ ઉપર વિનાયકે સત્તા અજમાવી નહિ.

ત્યાર પછી તુરંગમાં પુરેલી ગંગાને માંચડા ઉપર ચડાવવામાં આવી. સિપાહીઓ, ગંગાને માંચડાપર ચડાવીને ત્યાંથી વેગળા ખસી ગયા. તેમનાથી આ કૃત્ય ખમાયું ના. મહેલપર ઉગેલા ચંદ્ર પેઠે ગંગાનું સૌન્દર્ય જોનારની આંખોને આંજવા લાગ્યું. ગેરૂરંગી ભગવો ભેખ ધારિણી તે મનોહર કાન્તિને જોઇને જોનાર મોહમુગ્ધ હોઇ આશ્ચર્યમાં ગર્ક થવા લાગ્યા. રાજા સિવાય

સર્વના અંતઃકરણમાં પૂજ્યભાવ પ્રકટ થયો. પ્રભાતના પ્રભાકરનાં સુકોમળ કિરણવડે ખીલતા કમળ જેવા તેના વદનપર સ્મિતહાસ્ય રમતું જોઈ, જોનાર લોકો વધારે તાજ્જુબ થવા લાગ્યા. સ્વાભાવિક રીતેજ સર્વના મુખમાંથી "જયજય" નો ઉદ્ગાર નીકળી પડયો. રાજા વિસ્મય પામ્યો. ચંડાળના હાથમાંથી હથિયાર હેઠળ પડી ગયું. ગંગાએ મનથી પ્રભુનું સ્મરણ કર્યું: "પ્રભો ! એ તારો જ જય જયકાર છે."

પોતાના મનથી માની લીધેલી અપરાધિનીનો જય જયકાર થતો સાંભળીને રાજાનો મિજાજ છેક જ ખસી ગયો. હવે સજાનાં અમલ માટે વધુ વખત વિતાવવો ઠીક નથી એમ જાણી તેણે ચંડાળને હુકમ કર્યો:—

"અપરાધિનીનાં કપડાં કઢાડી નાખી તેને—"

રાજા વધારે બોલવા જાય તે પહેલાં જોનાર પ્રજામાં વસેલી કુદરતી દયાએ જ પોકાર કર્યો:—"ખમ્મા દેવી ! મહારાજ એને માફ કરો."

રાજાએ તેનો કશો ઉત્તર આપ્યો ના. હુકમનો અમલ કરવાની ચંડાળ માટે તે વાટ જોતો આસનપર બેઠો. ચંડાળે હથિયાર ફરીથી હાથમાં લીધું. તેને ઉંચું કર્યું. ચંડાળે ગંગાની સામું જોયું. ક્ષણભર તેની સામું જોયા પછી તેણે વિનાયક સામું જોયું. પ્રજામાંથી ફરી પોકાર થયો. "ગજબ છે." ચંડાળે ફરીથી ગંગા સામું જોયું. તેનાં અંગ કંપી ઉઠયાં. હથિયાર તેણે હેઠળ પછડતું ફેંકી દીધું. રાજાએ ગુસ્સાવેશમાં આવીને પૂછ્યું "શું છે ?" ચંડાળે ગભરાતે ચહેરે ઉત્તર આપ્યો:—"મારાથી આ કામ નહિ બની શકે." રાજાએ તેને માટે ફાંસીની સજા ફરમાવી. ગંગાથી તે સહન થયું ના. પોતાની ખાતર ચંડાળને ફાંસી ! ગંગાએ ચંડાળને ઘણું સમજાવ્યો. ગંગાએ કહ્યું:—"હું સન્યાસિની છું. મને કશું થનાર નથી. નગ્ન થવાથી આત્માની ઇજ્જત જનાર નથી ને ઘા કરવાથી આત્મા ઘવાવાનો નથી. રાજાના હુકમનું પાલન કર, બેટા ! મારી ખાતર વિના કારણ તું શું કરવા સજાપાત્ર ઠરે છે ?" ચંડાળ અવાક ઊભો જ રહ્યો. ત્યારે ફરીથી ગંગા બોલી:—"મારા શબ્દોમાં તને ભરૂસો નથી આવતો ? હું સંન્યાસિની છું—સામાન્ય સ્ત્રી નથી. તને જો તે ખરૂં લાગતું ન હોય, તો જો પ્રમાણ આપું—" એમ કહીને તરત જ ગંગાએ ચંડાળના ચરણ આગળ પડેલું હથિયાર હાથમાં લીધું અને પોતાની છાતીપર ઘા કરવા જતી હતી તે વખતે પ્રજામાં હાહાકાર થયો, રાજા મૂઢ પેઠે બનાવ જોતો તરંગવશ થઇને બેઠો હતો. હથિયાર જેવું ગંગાની છાતી સુધી પહોંચવાની અણીપર હતું તેવું જ ચંડાળે ખૂંચાવી લીધું અને તે નીચે નાખી દઇ, ચંડાળ ત્યાંથી કયાં ન્હાસી ગયો તે ફરી જણાયો ના.

ન્હાસી છૂટેલા ચંડાળ કરતાં વધારે કઠિન કાળજાવાળા કસાઇને બોલાવવામાં આવ્યો. કસાઇએ ગંગાને કહ્યું:—"કપડાં ઉતાર. તારૂં માંસ કહાડી મુસલમાનોને ઘેરેઘેર તેની લહાણી કરવાની છે." સાંભળીને ગંગા ખડખડ હસી પડી. તેણે જોનાર પ્રજાને સંબોધન કરીને કહેવા માંડયું:—"રાજાની આજ્ઞાથી હું આ માંચડાપર નગ્ન થાઉં છું. તમારામાંથી જે પોતાની માના જણ્યા પુત્ર હોય તે જનેતાનું સ્મરણ કરી, જનેતાના માનની ખાતર આંખો બંધ કરશો. જેને કન્યા હોય તે કન્યાના વાત્સલ્યની ખાતર આંખો મીંચી દેશો. જેની માતાઓ કુલટા હોઇને વેશ્યાવૃત્તિનું આચરણ કરતી હોય અથવા જે તેવાં કર્મથી પેદા થયા હોય તેમને મારે કાંઇજ કહેવાનું નથી. તેમને હું મનુષ્ય સમજતી નથી. તેમની સામે મને કશી શરમ પણ નથી. પશુ પ્રાણી પ્રત્યે લજ્જા શી?" લોકોએ આંખો મીંચી દીધી. કેટલાક અવળા મૂઢ કરી ઉભા રહ્યા. પછી તેણે રાજાની સામું ફરીને કહ્યું:—"આપની આજ્ઞાથી હું નગ્ન થાઉં છું. તમે મારા તરફ જોશો ના. તમે રાજ્યના શાસક છો. તમારાં પણ જેવાં વર્તન જોઇને પ્રજા શું નહિ કરે? યથા **राजा तथा प्रजा.** મહારાજ! હું વનવાસિની છું. વનમાં વસવાને લીધે મારે ઘણીય વાર નગ્નાવસ્થા પણ ભોગવવી પડની હશે. એકવાર હું વાઘના મ્હોંમાં પડી હતી. તેમાંથી તો ઉગરી છું. પણ વસ્ત્રની રક્ષા કરી શકી નહતી. તમારૂં પણ એવું આચરણ જોઇ એવા વનપશુ જેવા તમને હવે સમજાું છું. પશુ પ્રત્યે મને શરમ શી? પણ ખબરદાર! તમારે પત્ની છે. તમે આંખો બંધ કરજો."

કહેવું વ્યર્થ છે કે આ વખતે રાજા મદાન્ધ અને મોહાન્ધ બની ગયો હતો. તેણે ગંગાના કહેવાપર ધ્યાન દીધું ના. કસાઇને ક્રોધથી હુકમ ફરમાવ્યો, કે સંન્યાસિનીનાં વસ્ત્ર કહાડી નાખો."

ગંગાએ પ્રભુનું ધ્યાન ધર્યું. ધીમેધીમે ચિત્તની એકાગ્રતાથી તે પ્રભુના સ્વરૂપમાં એવી તન્મય થવા લાગી, કે તેને બીજા કોઇનું કે કાંઇ બાબતનું ભાન રહ્યું ના. આજ્ઞાને અવલમ્બી કસાઇએ તેનું વસ્ત્ર ખેંચ્યુ. ખેંચતાંની સાથે જ પાછળથી રાજાના હૃદયને ભેદી નાખનારો શબ્દ સંભાળાયો:—અસુર."

એ શબ્દ સાંભળતાં જ સહસા પ્રજાગણની આંખો ઉઘડી ગઇ. પ્રજાને રાધા રાણીનાં દર્શન થયાં! રાધા એકદમ ઉંચા માંચડા પર ચડી ગઇ. રાજા ચકિત થયો, તેણે રાધાને કહ્યું:

"આ શું! રાધા! તમારૂં સ્થાન અંતઃપુરમાં; આ સ્થળે તમારાથી ન અવાય. જાવ. ગુન્હેગારની સજા કરવામાં અંતરાયભુત ન થશો."

" અંતરાયભૂત નથી, પણ પાપની આડે આવનાર તમારી અર્ધાંગના છું. મારે પુત્ર છે. હું તમારી પત્ની છું. મારી નજર આગળ તમને આવું પાપ નહિ કરવા દઉં. મહારાજ! આ તો તમે આપણું અને આપણને શાસક તરીકે સ્વીકારનાર રૈયતનું સત્યાનાશ થવાનું જોખમ ખેડ્યું છે."

રાજા વધુ કાંઈ કહેવા જાય તે પહેલાં રાધાએ પ્રજાને સંબોધન કરીને કહ્યું:– 'એવો કોઈ પણ માનો પુત નથી, કે રાજરાણીની આજ્ઞા સાંભળીને કસાઈને મારી પાસેથી ખસેડી આવો કહાડી મૂકે નહિ?" તરત જ સેંકડો લોકોએ કસાઈને માંચડા પરથી નીચે ખેંચી પાડ્યો. કસાઈ ત્યાંથી જીવ લઈને નાઠો. બધી બાબતોમાં જગનાશ થયેલો રાજા ત્યાંથી વિદાય થયો. ત્યાર પછી રાધારાણીએ ગંગાને સમાધિમુક્ત કરી. ગંગા પરિણામ સાંભળી ફુલાઈ ગઈ નહિ કે તેના મુખપર કે મનમાં રાજા માટે રોષની છાયા સરખી રાધાએ દીઠી નહિ. રાધાએ અપરાધ માફ કરવાની આજીજી કરી. ગંગાએ કેવળ સ્મિત જ કર્યું. રાધાએ પોતાના અંતઃપુરમાં પધારવાની માગણી કરી. ત્યારે સંન્યાસિનીએ " સંન્યાસિની માટે અંતઃપુર ન છાજે" કહીને માગણીનું વલણ વાળ્યું. રાધાએ ગંગાના ખરા ઓળખાણની અતિ કાલવાલા કરીને માગણી કરી ત્યારે ગંગાએ એટલું જ કહ્યું:

" ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રીને ગંગાધરના આશ્રમની યાદ આપજો."

ત્યાર પછી રાધારાણીથી ગંગા છૂટી પડી. પ્રજા તો રાધારાણીના હુકમથી ક્યારની વેરાઈ ગઈ હતી.

---

## (૫૦)
## વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

ગંગા કોણ હશે, દેવી હશે કે સંન્યાસિની હશે, તે વિષે પ્રજામાં ફરી ચર્ચા ચાલી. ત્યાર પછી મુર્શીદાબાદથી નવાબની ફોજે મહમ્મદપુરપર ચડાઈ કરવાને લગતી વાત આવી. લોકોએ સંન્યાસિની–સતીના શાપથી મહમ્મદપુરની હવે પાયમાલી નજીક સમજીને સૌ સૌની વ્યવસ્થામાં પડ્યા. કેટલાક તો નગર છોડી પરમુલકમાં જઈ વસવા લાગ્યા.

વિનાયક લોકચર્ચા ઉપર લક્ષ નહિ રાખતાં એકલો ચિત્તવિશ્રામમાં જઈને રહેવા લાગ્યો. તેના ચિત્તમાં ક્રોધની જ્વાળા ભભૂકી રહી હતી. તે ચિત્તવિશ્રામની શીતળતાથી શાંત પડી ના. દારૂ પીધેલા હાથીની પેઠે ઉન્મત્ત ચિત્તને અધીન થઈને તેણે નીચવૃત્તિના નોકરોને હુકમ કર્યો, કે મહમ્મદપુરમાં જ્યાં જ્યાં

સુન્દર સ્ત્રીઓ હોય, તે તમામને જોર જૂલ્મથી પકડીને ચિત્તવિશ્રામમાં લઇ આવવી. નોકરો નગરમાં દોડયા. જે ધનના દાસ હતા, તેમને ધન દઇને અને જે શીયળવતી સ્ત્રીઓ હતી તેમને જબરદસ્તીથી કબજે કરી ચિત્તવિશ્રામમાં લાવવામાં આવી. રાજ્યમાં હાહાકાર મચી રહ્યો. દાદ ફરિયાદ સંભળાવવા જનાર ગોળીઓથી વિંધાવા લાગ્યા. પ્રધાન ગુણવંતરાયે હોદ્દો છોડયો. મહમ્મદપુર પણ છોડયું. વફાદાર ફકીર ચાંદશાહ મહમ્મદપુરથી વિદાય થયો. નીરાધાર રૈયત કાલે કેવો સૂર્ય ઉગશે તેની ફિકરમાં દહાડા કહાડવા લાગી.

---

## (૫૧)
## નવા શિષ્ય—સેનાનીઓ.

મહમ્મદપુરથી નીકળીને ગંગા સહી સલામત ગંગાધર સ્વામીના ગિરિગુફાવાળા આશ્રમમાં જઇને લીલાને મળી. વિનાયકની વિપરીત બુદ્ધિયુક્ત કફોડી દશા સાંભળીને લીલાના મનને બહુ ઓછું આવ્યું. હરકોઇ પ્રકારે મહારાજ વીર વિનાયકની શુદ્ધબુદ્ધ ઠેકાણે આવે અને તે સાત્વિક સુખશાંતિ ભોગવે એવું જોવાને લીલા અતિ ઇંતેજાર હતી. લીલાએ તેના મનનો મનસુબો ગંગાને કહી સંભળાવ્યો. ગંગાએ લીલાની અર્ધદગ્ધ અવસ્થાનું તેને ભાન કરાવ્યું. વિનાયકના પિતાએ જ્યોતિષ શંકાના ભ્રમથી લીલાનો ત્યાગ કરાવ્યો હતો પણ વિનાયક તેના પિતાના અવસાન પછી લીલાને પોતાની પત્ની તરીકે રાખવા રાજી હોવા છતાં લીલાએ તે શંકાનો અર્થવિપર્યય કરવામાં કરેલી ઉતાવળ, સમ્પૂર્ણ સંન્યાસીબળ મેળવ્યા વગર પોતાના સ્વરૂપમાં વિનાયકને આણવામાં થએલી નિષ્ફળતા વગેરેનું હવે લીલાને ભાન થયું. પણ 'ગતં ન શોચયામિ' એ સૂત્રને આગળ કરી ગંગાએ તેને આશ્વાસન દીધું અને હવે લીલા સમક્ષ ખુલ્લા દિલથી વાત કરવાને ગંગાએ નિશ્ચય કર્યો. પોતાના સ્વામીના દુઃખે દાઝતી લીલાને ગંગા ગંગાધર ગુરૂ પાસે લઇ ગઇ અને ગંગાધર મહારાજની ગુપ્ત પ્રવૃત્તિયોથી લીલાને માહિતગાર કરવાની ગંગાએ સ્વામીને વિનતિ કરી.

ગંગાધરસ્વામી પણ એવું જ ઇચ્છતા હતા. તેમણે ગંગા સાથે લીલાને લઇને દૂરના ભાગમાં સ્થાપેલા વિશાળ આશ્રમ પ્રત્યે પ્રયાણ કર્યું. આશ્રમમાં લીલાએ શું દીઠું ? સેંકડો બ્રહ્મચારી શિષ્યો રૂષ્ટપુષ્ટ શરીરવાળા, વેદાધ્યયન કરી રહ્યા હતા. કેટલાક ઘોડેસ્વારીની કવાયત શીખતા હતા, કેટલાક વિશાળ સરોવરમાં તરવાની રમતો ખેલતા હતા, કેટલાક સામાસામી પટા ખેલાય

હતા, કેટલાક નિશાન તાકતાં શિખતા હતા, કેટલાક વેધશાળા આગળ એક મેકની હરિફાઈમાં ગૂંથાયા હતા, કેટલાકને રાષ્ટ્રીય શિક્ષણ શિખવતા અધ્યાપક સિંહાસનારૂઢ થયા હતા, કેટલાક મુત્સદ્દીપાઠનું વાચન મનન કરતા દૃષ્ટિગોચર થતા હતા, કેટલાક વન-ઉપવન ખીલવતા હતા, કેટલાક ખેતીવાડીના કામમાં ગૂંથાએલા હતા, કેટલાક ઉપયોગી હુન્નર કલાદિની નવી નવી હિકમતો અને અખતરાઓ અજમાવતા હતા.

આ બધી વ્યવસ્થિત રચના જોઇને **લીલા** તો છેક આભી જ બની ગઇ. અત્યાર સુધી ગંગાએ પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ નહિ કરેલું તેમાં ખાસ ગર્ભિત હેતુ રહેલો હોવાનો હવે **લીલા**ને ભાસ થયો. છતાં આશ્રમનું નિદર્શન કર્યા પછી ગુરૂ ગંગાધરસ્વામી અને ગંગાના વધુ નેજામાં **લીલા** અંજાઇ હોય તેમ ગંગાને તે કશું જ અંગત ઓળખાણ મેળવવાનું પૂછી શકી ના.

ત્યાર પછી **લીલા**ની માગણી પ્રમાણે, તેના સ્વામીના શારીરિક સંરક્ષણ વાસ્તે, અને માનસિક વિકાસ પોષણ વાસ્તે ગંગાધર સ્વામીએ ગંગાની અનુમતી સાથે કહ્યું, કે **મહમ્મદપુરપર** નવાબ મુર્શીદકુલીખાંની ફોજે ચડાઈ કરવાનો પ્રારંભ કર્યો છે તેની સામે ટક્કર ઝીલવાને આપણી પાસેના શિષ્ય સેનાનીઓનું બળ કાંઇ કમી નથી. વાસ્તે હવે ઉંચો જીવ રાખવાની જરૂર નથી. **વિનાયક** બચશે. પણ તેને “ તે કેટલામાં છે ” તેનું સ્વતઃ ભાન થવાની જરૂર હતી. હવે તે સમજશે અને સુધરશે. પરંતુ હજુ શિષ્યો પૂર્ણ પરિપકવ નથી. અને જ્યાં સુધી સંતોષપ્રદ સ્થિતિ આપણને ન લાગે, ત્યાં સુધી પ્રકટ પગલું ભરતાં વિચાર કરવો જોઇએ.

છેવટ ઠરાવ એવો થયો કે **વિનાયક**માં શાસકને છાજતા ગુણો ઉગ્યો નથી અને જે કાંઇ તેવા ગુણો છે તેને તે જીરવી શક્યો નથી: માટે તેને સુરક્ષિત રાખી, તેની મરજી હોય, તો રાજ્ય વૈભવ આદિની બધી લાલસાઓ વર્જ્ય કરીને આ આશ્રમમાં આવીને અમુક કાળ સુધી એકાન્ત જીવન ગાળે. તેમ થવાથી ઇચ્છિત લક્ષ્યને સાધ્ય કરી શકાશે.

**લીલા**ને એ ઠરાવ ગળે ઉતર્યો. તેના હૃદયને કાંઇક ટાઢક વળી અને **મહમ્મદપુરપર** ચડાઇ કરનાર **મુર્શિદકુલિખાં**ની ફોજથી **વિનાયક** અને તેના કુટુમ્બને સુરક્ષિત રાખવાને લગતી તૈયારીઓ થવા માંડી.

**લીલા**ને તેના સ્વામી પ્રત્યેની ચિન્તા તો મટી પણ તેના સહોદર રણજીતની શી વલે થઇ હશે તે જાણવાને તેનું મન તલપાપડ થઇ ગયું હતું. ગંગાએ તે શંકાનું પણ સમાધાન કર્યું. જો આવડે તો નહારામાં નહારી

શક્તિને પણ સારામાં સારી બનાવી શકાય છે એ સિદ્ધાન્તને પ્રત્યક્ષ કરતી ગંગાએ લીલાને હવે કહી દીધું, કે મનને ચલિત થવા દીધેલા રણજીતને મુર્શિદાબાદ જતાં જ "એક બહાદુર હિન્દુ" સમજી, વનવિહાર કરતા કેટલાક શિષ્યો પ્રસ્તુત આશ્રમમાં તેડી લાવ્યા હતા અને ગુરૂજીના સદુપદેશ વડે તેનામાંની સઘળી મલિનતા નાબુદ થઇ ગઈ હતી. રણજીતને તેની બ્હેન લીલા–નો ભેટો પણ આ આશ્રમદ્વારા જ થવાની અને આશ્રમની ભાવી આશાઓની હિન્દુ ધર્મ–શાસનના ઉદ્ધારની વાતો ગુરૂ ગંગાધર મહારાજે કહી સંભળાવવાથી રણજીત પીગળ્યો અને તેણે પણ આશ્રમ સ્વીકાર્યો. "પૂઠ પાછળથી જોએલા શિષ્યોને રાષ્ટ્રીય શિક્ષણનો ઉપદેશ જે અધ્યાપક આપી રહ્યા હતા એજ તમારા બન્ધુ રણજીત–" એમ કહેતાં લીલાના હર્ષનો પાર રહ્યો નહીં. બન્ધુ અને બ્હેન ઉભય મળ્યાં અને હવે અહીં ઝાઝીવાર નહીં લગાડતાં વિનાયકના સંરક્ષણ માટે ચાંપતા ઈલાજ લેવા સૌ સજ્જ થયાં. નવા શિષ્ય સેનાનીઓનો નાયક રણજીત થયો.

---

## (પર)
## બધું ભૂલી જાવ.

---

રણજીત ગયો, રમા ગઈ, ગંગા ગઈ, લીલા ગઈ, ગુણવંતરાય ગયા, ચાંદશાહ ગયો, સૈનિકો ગયા, સેનાધિપતિ સમરસેન હતો તે પણ વિનાયકને શિખામણના બે બોલ સંભળાવતાં તેના જ હાથે મરાયો. બાકીમાં રાધારાણી હતી. ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રી હતા. આટલી પાયમાલી થઈ, રાજ્ય જવા બેઠું છે, નામ ડૂબવા બેઠું છે, છતાં હજુ વિનાયકની આંખો ઉઘડી નથી. વિનાયક પરસ્ત્રીઓનું શિયળ લૂંટતો એકલો ચિત્તવિશ્રામમાં રહી લંપટપણું આચરી રહ્યો હતો.

સ્ત્રી જાત ક્યાં સુધી અને કેટલું સહન કરી શકે? રાધા બહુ બીતી થઇ ગઇ'તી. છતાં આશાનું બળ શું નથી કરી શકતું? સંન્યાસિની ગંગાથી છૂટી પડયા પછી, તેણે આપેલી સંજ્ઞાના ખુલાસા માટે રાધા ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રીની કુટિમાં ગઇ. "શિષ્ય હાથમાંથી ગયો" સમજીને હમણાંના ગુરૂજી વિનાયકને જાણે ત્યજી દીધો હોય તેમ તેના પ્રત્યે કાંઇક બેતમા રાખતા જણાતા હતા.

રાધાને રડતી આંખે પોતાની કુટિમાં આવેલી જોઇ રાંક હૃદયે ગુરૂએ તેનું સ્વાગત કર્યું અને વિનાયકની ખબર પૂછી. સાથે એમ પણ કહ્યું, કે વિનાયકને શી રીતે સુધારવો એના જ ચોક્કસ વિચારમાં હું રોકાએલો

રહું છું. મેં તેને છેક ત્યજી દીધો નથી. આવા શબ્દો સાંભળીને રાધાને સારૂં લાગ્યું અને સંન્યાસિનીવાળી વાત ઉપાડીઃ—

"મહારાજ, તે સંન્યાસિની વિષે તમે કાંઇ સાંભળ્યું છે?"

"લોકોક્તિઓ તો તરેહવાર છે. પણ મને તેમાં ઝાઝું વજૂદ લાગતું નથી તેથી તે વિષે વિશેષ વિચાર પણ નથી કર્યો."

"આપે તેને નજરેનજર દીઠી છે—કોઇવાર?"

"એકવાર અનાયાસે જોઇ હતી, પણ જોતાં જ મને વિચિત્ર ભ્રમ ઉત્પન્ન થયો હતો. હું માનાસિક શકિતયોને માનું છું તેથી એવો પણ આભાસ થયો હતો, કે સંન્યાસિની તેની શક્તિનો પ્રભાવ પાડી મને મારૂં કલ્પેલું સ્વરૂપ દર્શાવી ભ્રમમાં નાખી શકી હોય!"

"એમ નથી. મહારાજ, આપની કલ્પના ભ્રમાત્મક નહિ હોય. મને કહેશો? તેને જોઇને આપને શો ભ્રમ થયો હતો?"

"એ વાત જવા દ્યો. તેમાં કશો માલ નથી. અત્યારે તો આપણે રાજાની દશા સુધારવાનો ઇલાજ વિચારવો આવશ્યક છે."

"મને હતાશ ન કરશો. કેમ જાણ્યું, કે આપણી ચાલુ વાતમાં જ મહારાજનું મંગલ ન થવાનું હોય?"

"એમ માનવાનું તમને કાંઇ કારણ મળ્યું છે? સંન્યાસિની વિષે તમે શું ધારો છો.?"

"હું કશું ધારતી નથી. તે કોણ છે, એ આપની પાસેથી હું જાણી શકું એમ સંન્યાસિનીએ મને હાજરાહજૂર કહ્યું છે."

"હેં!! સંન્યાસિનીએ એવું કહ્યું છે? કયારે કહ્યું, તું?"

"બહૂજ ટુંકી મુદત ઉપર. મેં તેમનું ઓળખાણ ઇચ્છયું ને તેને વાસ્તે બહુ આગ્રહ કર્યો, ત્યારે તેમણે એટલું જ કહ્યું, કે ગુરૂ ચન્દ્રધરશાસ્ત્રીને—"

ગુરૂ આટલું સાંભળતાં જ તાજુબ થયા. તે જોઇને રાધા રાણીએ પૂછયું:—"કેમ અજબ થાઓ છો! ગમે તેમ કહો, પણ આમાં મને તો કાંઇ ભેદ લાગે છે. પ્રભો! આપના શિષ્ય—મારા સ્વામીની ખાતર નહિ તો પ્રભુની ખાતર અમને બચાવો—ઉગારો."

"અકળાશો ના. તમે પછી શું કહેતાં હતાં,?"

"હું એમ કહેતી હતી, કે ગુરૂ ચંદ્રધરશાસ્ત્રીઆપને જ મળવાનું તેમણે જણાવ્યું હતું."

"અને કાંઇ વિશેષ?"

"એમ કહ્યું હતું, કે ગંગાધર સ્વામીના આશ્રમની યાદ આપજો."

શબ્દો સાંભળીને ચન્દ્રધરશાસ્ત્રી હવે ચકિત ન થયા. કેવળ ગંભીર વિચારમાં જ પડી ગયા. તેમને ભૂતકાળ સાંભરી આવ્યો અને આપોઆપ તેમની શંકાનું સમાધાન થઈ ગયું. કશું નહિ બોલવાને લીધે રાધારાણીની જીજ્ઞાસા વધારે ઉત્તેજિત થઈ. પછી ચન્દ્રધરશાસ્ત્રીએ, જે તે સમજ્યા હતા તે બાબત કહી દીધીઃ—

" રાધાજી! એ સંન્યાસિનીનું નામ ગંગાધર સ્વામીએ ગંગા રાખ્યું હતું. ગંગાધર સ્વામી વિરૂપા નદીની તીરે આવેલા લલિતગિરિમાંની ગુફામાં નિવાસ કરે છે. તેમનો એક આશ્રમ છે. જે સંન્યાસિની સ્વરૂપે ગંગાને તમે જોયાં છે, તેનો હું ધર્મપિતા હતો. તે કન્યા છેક તરતની જન્મેલી એક દહાડો મારા પગનજે અથડાઈ હતી. મેં તેને રસ્તામાંથી ઉપાડી લઈ ઘેર આણી. કન્યાને કોઈ નિર્દયે જ લાજની મારી રઝળતી મૂકી હશે એમ મને લાગ્યું. જ્યાં સુધી હું ગૃહસ્થાશ્રમી રહ્યો ત્યાં સુધી મેં તેને પાળી ને પોષી. પછી આ આશ્રમમાં આવ્યો. કન્યાનું શું કરવું તેનાં વિચારમાં હતો. એટલામાં પ્રસંગવશાત ગંગાધર સ્વામીનો મારે મેળાપ થયો. તેમણે આશ્રમ વ્યવસ્થાના કામ માટે ગંગાની માગણી કરી. મને તે સ્થળ વાજબી લાગ્યું ને ગંગાને આશ્રમમાં મૂકી. બહુ વર્ષની આ વાત છે. રાધાજી! એક વેળા હું આશ્રમની મુલાકાતે ગયો હતો. ત્યાં ગંગાનાં સેવા માર્ગી કાર્યો જોઈને મારો આત્મા ઠર્યો હતો; પણ તે દહાડે છેક સંન્યાસી દશામાં મેં તેને દીઠી નહતી. માંદાની માવજત કરવા તે ઘેરેઘેર જતી હતી, ઉપસ્થિત થતા રોગોપદ્રવો વેળાએ બીમાર લોકની બનતી સારવાર કરતી, અનાથને આશ્રમમાં રાખી આશ્રય આપતી. હરેક પ્રકારે દીન હૃદયોને દયાનાં દાન દઈ દેવની આશિષો મેળવતી; તે ગંગા ગંગાધર સ્વામી સાથે સહજીવનમાં પય સાકર પેઠે હળી ગઈ હતી. પણ કેટલાંય વર્ષથી ફરી એ આશ્રમની મુલાકાતે જવાનું બન્યું નથી. મને હવે ખાતરી થાય છે કે એજ એ ગંગા હશે." બોલતાં બોલતાં ગુરૂની આંખમાં આંસુ ભરાયાં ને તેમનો કંઠ રૂંધાયો. ચંદ્રધરશાસ્ત્રી વધારે બોલી શક્યા ના. પછી રાધાએ પૂછ્યું:—

" વાહ! આપે કરેલા વર્ણનપરથી તો એક રાજ્યલક્ષ્મીની કથા મને યાદ આવે છે. રાજ્યલક્ષ્મીને નામે એમના જેટલી વયની એક કુમારિકા દુઃખી આંના બેલી તરીકે ઘેરેઘેર મશહુર હતી. લોક તેનાં પગલાં પૂજતા ને તેને જોઈ કાલાઘેલા બની જતા."

" સંભવ છે, કે લોકો એમ ઘેલાતૂર ન બની જાય, માટે જ સ્વરૂપ બદલ્યું હોય!" ચંદ્રધરશાસ્ત્રીએ ખુલાસો કર્યો અને રાધાના મનની ભ્રાન્તિ

પણ મટી ગઈ. પણ રાધાની ચિન્તામાં તો ઉમેરણ જ થયું. રાધાએ વિ-નાયકના સંન્યાસિની પ્રત્યેના બુરા આચરણની વાત ચંદ્રધરશાસ્ત્રીને કહી સંભળાવી ને બહુ ખેદ પામવા લાગી. ગુરૂ પણ સાંભળીને દુઃખી થયા. "વિનાશકાળે જ વિપરીત બુદ્ધિ સુઝી છે." એવા શબ્દો તેમના મોંમાંથી નીકળી રહ્યા હતા તેવામાં દૂરથી બંદુકના અવાજ થતા કર્ણગોચર થયા. રાધાએ એ અવાજ ચડાઇ કરતા મુર્શિદકુલિખાંની ફોજના હોવાનું અનુમાન કર્યું અને હવે વિનાયકની રક્ષાનો પ્રયત્ન કરવાની ગુરૂજીને વિનતિ કરી.

ત્યાર પછી ગુરૂ ચંદ્રધરશાસ્ત્રી અને રાધારાણી બન્ને વિનાયકવાળા ચિત્તવિશ્રામ તરફ ઉતાવળા વિદાય થયા.

રાધા રાણીની સાથે ગુરૂ ચંદ્રધરશાસ્ત્રીને ચિત્તવિશ્રામમાં આવેલા જોઇ એકાએક લંપટ વિનાયકનાં ગાત્ર ગળી ગયાં, ગુરૂ વિનાયકનું કાંડું પકડી કેટલીક પળો સુધી વિનાયક સામું જોઇ રહ્યા. નીચું વદન રાખી રાધા અવાક ઊભી રહી હતી. પછી ગુરૂએ વિનાયકને ઠપકાના રૂપમાં થોડાક શબ્દો કહ્યા. જે સંન્યાસિનીએ દારૂગોળો અને ગોલંદાજની મદદ કરી સર થતા મહમ્મદપુરને બચાવ્યું હતું, જે સંન્યાસિનીએ રણજીતને દરબાર સમક્ષ ખોટી દલીલો દર્શાવતાં અટકાવી ખરી હકીકત કહાવી હતી અને જે સંન્યા-સિનીએ મંત્રી ગુણવંતરાયને અણીને વખતે હિમ્મત દીધી હતી તે સંન્યા-સિની શાસકનું કે શાસનનું ભૂંડુ ન ઇચ્છે એમ હવે વિનાયકથી સમજાયું. વિનાયકે કપાળ કૂટિને કહ્યું:—

"કમનસીબે હાથમાં આવેલી લીલાને ગુમાવી ને તેની અકળામણમાં દૂધના દાઝયાએ છાશ ફૂંકીને પીવા જેવું કર્યું !"

ચિત્તવિશ્રામમાંની જોરએજે નગરમાંથી અણાએલી સ્ત્રીઓ ખડખડ હસી પડી. વિનાયક ઝંખવાણો પડયો. ગુરૂચંદ્રધરશાસ્ત્રીએ આંખનો કરપ બતાવી તમામ સ્ત્રીઓને ત્યાંથી વિદાય કરી દીધી. વિનાયકને મુખેથી • લીલાનું નામ સાંભળી ગુરૂચંદ્રધરશાસ્ત્રી અને રાધા વિચારમાં પડયાં. રાધાએ શંકા શીલ થતાં વિનાયકને પૂછ્યું:—" લીલા ! લીલા ! અહીં કયાંથી ?"

એટલે વિનાયકે ખુલાસો કર્યો, કે એજ સંન્યાસિનીએ એક વધુ ઉપકાર કરી લીલાનો મને મેળાપ કરાવી આપ્યો હતો. જેને લોક ડાકિની સમજતાં હતાં તે ચિત્તવિશ્રામવાળી લીલા જ હતી.

આમ એક પછી એક નવી નવાઇઓ સાંભળીને એકમેકમાં તાજુબી ઉપજ્યા કરતી હતી. વિનાયક સુદ્ધાં દરેકને ખાતરી થઇ, કે વિનાયકના દિલમાં વિષયમોહનો કીડો હતો તેથી લીલાએ તેનાથી અલગ રહી, વિ-

નાયકની સ્થિતિ સુધારવાનો પ્રયાસ કર્યો હશે. પણ તેમ કરતાં તને પોતાને પણ ફસી પડવાની ધાસ્તી લાગવાથી સંન્યાસિનીની સ્હાયદ્વારા અલગ રહેવાનો રસ્તો કહાડયો હશે.

પરંતુ હવે ગતકાળને સંભારવાનો સમય નહતો. ઘણે આઘેથી શત્રુની ફોજના નિશાન ડંકા વાગતા સંભળાતા હતા. ઉજ્જડ મહમ્મદપુરમાં રાધા રાણી, વિનાયક મહારાજ, ગુરૂ ચંદ્રધરશાસ્ત્રી અને રમાનું ન્હાનું બાળક તથા થોડાંક નગરજનો અને નોકર ચાકર સિવાય કોઈ રહ્યું નહતું. સામે આવતી શત્રુફોજને પહોંચી વળવાનાં સાધનો તો હતાં પણ શક્તિ બળ ન હતું. સૈનિકો ક્યાંથી લાવવા? કરવું શું? આ વિચાર કઠિન થઈ પડયો.

છેવટ નિર્ણય એવો થયો, કે ભગવાનનું નામ દઈ, શત્રુફોજની અંદર વીરસેનાની માફક કેસરીઆં કરી તૂટી પડવું અને લડતાં લડતાં જ અવતારની અવધ આણવી. આ નિર્ણય વિનાયકનો હતો. બીજો એવો પણ નિર્ણય હતો, કે રાધાને ને ગુરૂને તેમના પોતાના વાસ્તે ફાવે તે રસ્તો લે.

પણ એટલામાંજ વિનાયકને શોધતો ગંગાધર સ્વામીના આશ્રમમાંથી એક હૃષ્ટ પુષ્ટ શિષ્ય સેનાની સંન્યાસિનીના ત્રિશૂળનિશાન સાથે લીલાની સહી સાથેની ચિઠ્ઠી લઈને આવી પહોંચ્યો.

ચિઠ્ઠી વંચાઈ. તેમાં લખ્યું હતું:—"બધું ભૂલી જાવ. નાથ! માથે શત્રુદળ ઝઝૂમે છે. આપને અને આપના કુટુમ્બને સુરક્ષિત રાખવા વાસ્તે સંન્યાસિનીવાળા શ્રી ગંગાધર સ્વામી સંસ્થાપિત આશ્રમમાંથી સેંકડો શિષ્ય સેનાનીઓ મારા સહોદર રણજીતની આગેવાની સાથે બહાર પડે છે. શબ્દોમાં શ્રદ્ધા રાખશો. ચિઠ્ઠીના ખરાપણા માટે સાથે સંન્યાસિનીનું ત્રિશૂળ મોકલ્યું છે. મહમ્મદપુરનો શત્રુ હાથે હવે લૂંટાશે જ. પણ સ્વામીજીનો આદેશ છે, કે ભાવી કલ્યાણ અર્થે આપ પોતે લૂંટાશો ના. આપના કુટુમ્બને લૂંટાવા દેશો ના. ભવિષ્યમાં એજ રાજ્યના શાસક કદાચ આપ થવાના છો અથવા આપના વંશજો થશે. પણ તેને વાસ્તે આપને પૂર્ણ પાવરધા થવાની સ્વામીજી જરૂર જુવે છે. આ આશ્રમ પાવરધા થનારાઓ વાસ્તેજ છે. ને અહીં સેંકડો શિષ્યો તૈયાર થવા માંડે છે. ભવિષ્ય ઉજ્વલ છે. માટે ખોટું સાહસ ખેડશોમા. મિથ્યા મમત કે પ્રલોભનોથી લલચાશો ના. જે વહેલું સમજવાની જરૂર હતી તે હવે આટલા વિલંબે પણ સમજી જશો. આપના અંતઃકરણને પૂછશો, તો તે ઉત્તર આપશે, કે હજુ આપ સાચા શાસકને પાત્ર નથી. તે પાત્રતા વાસ્તે હતા તેવા ગૃહસ્થાશ્રમી થઈ આ આશ્રમ સ્વીકારશો. સેવામાં અડો નિરંતર આપની ચરણરજ કીંકરી લીલા તૈયાર

રહેશે. પૂજ્ય ધર્મ પિતાશ્રી ચંદ્રધરશાસ્ત્રીને સંન્યાસિની ગંગા સાષ્ટાંગ દંડવત પ્રણામ કહાવે છે. મારા નાથ! અપરાધોની ક્ષમા કરશો અને મોકલેલા શિષ્ય સેનાની સાથે સહકુટુમ્બ, ઉપરાંત જે પ્રજાગણ આવવા ચહિ તેમને લઇ, શિષ્યને રસ્તે આ તરફ તાબડતોબ આવવા નીકળશો. માર્ગમાં શત્રુફોજ આવી પહોંચશે તો તેનાથી રક્ષણ કરી લેવા દરેક સંકેત-સ્થળે શિષ્ય–સેનાનીઓ ખડકવામાં આવેલા જ છે.” ચિઠ્ઠીની નીચે લીલાની સહી હતી.

---

## (૫૩)
## જે જેનું, તે તેને.

---

પ્રાણહારક ફુંફાડા મારતો ઝેરી નાગ પણ બહુ ધમપછાડા કર્યા પછી નરમ ઘેંશ બની જાય છે. વિનાયકને અતિ અત્યાચારને અંતે લીલાના છેલ્લા પત્રશબ્દોથી અને એક પછી એક બનતા બનાવોને અંગે અનુભવાયલાં પરિણામોથી કાંઇકિઆત્મ દર્શન થયું. તે તેની માણસાઇ બરાબર જોઇ શક્યો અને આખરે સહકુટુમ્બ વિનાયક ગુરૂ ગંગાધરસ્વામીના આશ્રમવાળો માર્ગ ગ્રહણ કર્યો.

આ તરફ દક્ષિણ દિશાએ થઇને મુર્શિદકુલીખાંની ફોજ મહમ્મદપુર તરફ આક્રમણ કરી રહી હતી. વિનાયક નગરના દરવાજા ઉઘાડા મૂકી ઉત્તરને માર્ગે થઇ શિષ્ય સાથે પ્રયાણ કરવા માંડ્યું. અર્ધે રસ્તે તેઓ પહોંચ્યા હશે એટલામાં શત્રુફોજનાં છૂટાં છવાયાં ફરતાં કેટલાંક રખેલાં માણસોએ તે લોકોને સહીસલામત જતા રહેતા દીઠા. ત્યાં આગળ યુદ્ધ થવાનાં ચિહ્ન જણાયાં; પણ આ તરફ ઠેઠ મહમ્મદપુરમાં આવી પહોંચેલી ફોજે ખુલ્લા દરવાજામાં દાખલ થઇ નગર લૂંટવાનું કામ આરંભ્યું હતું અને તેમની પૂઠ પાછળથી ગંગાધર સ્વામીના શિષ્ય સેનાનીઓએ બંદુકના બાર કરવા માંડ્યા હતા. મુર્શિદકુલીખાંની ફોજના નાયક આ બનાવ જોઇને અજબ થયો. પાછળથી ચડી આવતી ફોજ કોની હશે? તેનો વિચાર સરખો કરવાની તેને તક મળી ના. કેમકે જે ફરતાં માણસોએ વિનાયક વગેરેને દૂરથી દીઠા હતા તે માણસોને શિષ્ય સેનાનીઓએ ગોળાઓથી ઝપાટાબંધ વીંધી નાખી વિનાયક વગેરેને બચાવી લઈ શિષ્યો પોતાના આશ્રમ તરફ ક્યારના વિદાય થયા હતા. શત્રુફોજનો સેનાધિપતિ જે ગોળીબાર સાંભળતો હતો, તે તેનાં માણસોપર થતા શિષ્ય સેનાનીઓના જ

ગોળીબાર હતા પણ થોડીવાર પછી, એટલે પેલાં માણસો વિંધાઈ ગયા પછી, ગોળીબાર થતા બંધ પડયા એટલે સેનાધિપતિએ શંકા કરવી માંડી વાળી હતી.

રાજા વગરના સૂના રાજ્યમાં મુર્શિદકુલિખાંની ફોજે પ્રવેશ કરી જે કંઈ રહ્યુંસહ્યું રહ્યું હશે તે લૂંટી લીધું અને મહમ્મદપુરમાં પોતાની સત્તા જમાવી.

આ તરફ સહકુટુમ્બ વિનાયક ગુરૂચંદ્રધરશાસ્ત્રી સાથે ગંગાધરસ્વામીના આશ્રમમાં સહીસલામત જઈ પહોંચ્યો. લીલા તેને પગે પડી. લીલા ને રાધા ભેટયાં. સંન્યાસિની—ગંગા—અને ગુરૂ ચંદ્રધરશાસ્ત્રી ભેટયાં. રણજીતે વિનાયકની દરગુજર ચાહી અને સૌ પૂર્વાવસ્થામાં હતાં તેવાં સ્થિર થયાં. સેંકડો શિષ્યોવાળા આશ્રમમાં ગંગાધરસ્વામીએ ગુરૂ ચંદ્રધરશાસ્ત્રીની, વીર વિનાયકની, રાધાની અને લીલાની અધિકાર અનુસાર ગોઠવણ કરી દીધી. એકવારના એ રાજ્યકુટુમ્બે સંન્યાસિની ગંગાનો પરમ ઉપકાર માન્યો. ગદગદ્ કંઠે ઉપકાર માન્યો અને વિનાયકના મુખમાંથી સ્વાભાવિક ઉદ્‌ગાર નીકળી ગયો, કે ખરેખર, દેવી! તમે જ રાજ્યલક્ષ્મી છો.

ત્યારે ગંગાએ કહ્યું:—

" મા બોલો એમ, મહારાજ ! રાજ્યની ખરી લક્ષ્મી તો આશ્રમમાંના આ સૌ શિષ્યો જ છે. "

અને ગંગાધરસ્વામી તથા ગુરૂ ચંદ્રધરશાસ્ત્રીના મુખમાંથી એક સાથે ઉદ્‌ગાર નીકળ્યાં. કે—

એ સાચ્ચી રાજ્યની લક્ષ્મી વિનાયકના બાલસંતાન માટે જ તૈયાર થાય છે. રમાનો બાલક ભવિષ્યનો હિન્દુશાસક થાવ.

ગુરૂવરનો આદેશ સાંભળી રાધા અને લીલાએ પરમકૃપાળુ પરમાત્માનો જયજયકાર ઉચ્ચાર્યો.

ત્યારે રણજીતે તે મહાન પિતાને પ્રાર્થના કરી અને સર્વ શિષ્યો તેમાં સામિલ થઈને કહેવા લાગ્યા, કે—

દેવોની સેંકડો આશિષો ઉતરો—આ ઋષિભોમપર અને અખંડ તેનું જય મંગલ હો.

 સમાપ્ત. 